# સંસ્કૃતિ પુરુષ પરમપૂજ્ય આચાર્ય શ્રીરામ શર્માજીની કલમથી સંસ્કૃતિની એક ઝલક



ભારતીય સંસ્કૃતિનો ઉદ્‌ભવ, વિકાસ, પ્રયોગ, પોષણ તથા ફેલાવો ભારતમાંથી થયો, તેથી તેને એ નામે બોલાવવામાં આવે તો તે યોગ્ય જ છે, પરંતુ એનો અર્થ એવો નથી કે તેનો ઉપયોગ ફક્ત આ જ દેશના રહેવાસીઓ સુધી મર્યાદિત હોય.

યજુર્વેદ ૭/૧૪માં એક પદ આવે છે - સા પ્રથમા સંસ્કૃતિર્વિશ્વવારા અર્થાત્ આ એવી પહેલી સંસ્કૃતિ છે કે જે વિશ્વવ્યાપી છે. શક્ય છે કે સૃષ્ટિના આરંભમાં એવી કોઈ સંસ્કૃતિઓનો પણ ઉદય થયો હશે, જે અમુક ક્ષેત્ર પૂરતી જ મર્યાદિત રહી હોય. તે બધાને પાછળ છોડીને આ ભારતીય સંસ્કૃતિ જ સૌ પ્રથમવાર એવા રૂપમાં આગળ આવી કે જેને વિશ્વસંસ્કૃતિ કહી શકાય. જ્યારે તેના વિરાટ તથા ઉત્કૃષ્ટ સ્વરૂપની બધા લોકોને ખબર પડી ત્યારે તેની સર્વશ્રેષ્ઠતાને બધા લોકોએ સ્વીકારી અને તેને સર્વોચ્ચ પણ માની. એના પરિણામે તે વિશ્વવ્યાપી બનતી ગઈ.

# સંસ્કૃતિ સુવાસ

## ધોરણ - ૮

સંકલન અને લેખન :
બ્રહ્મવર્ચસ



પ્રકાશક :
યુગનિર્માણ યોજના વિસ્તાર ટ્રસ્ટ
ગાયત્રી તપોભૂમિ, મથુરા (ઉત્તરપ્રદેશ)



# શ્રી વેદમાતા ગાયત્રી ટ્રસ્ટ

નૈતિક, બૌદ્ધિક અને સાંસ્કૃતિક પુનરુત્થાનનું એક રચનાત્મક અભિયાન


ડૉ. પ્રણવ પંડ્યા
પ્રમુખ : અખિલ વિશ્વ ગાયત્રી પરિવાર
કુલાધિપતિ : દેવસંસ્કૃતિ વિદ્યાલય
સંપાદક : અખંડજ્યોતિ





શૈલબાળા પંડ્યા
સુપુત્રી : માતા ભગવતીદેવી શર્મા
વેદમૂર્તિ તપોનિષ્ઠ પં. શ્રીરામ શર્મા આચાર્ય


૩ મે, ૨૦૧૩,
નવસંવત્ ૨૦૭૦

## શુભકામના સંદેશ

મંગલમયો નૂતનાબ્દઃ । પરાભવનામકો નૂતનસંવત્સર સર્વેભ્યઃ મંગલમયો ભૂયાત્ ॥

ભારતીય સંસ્કૃતિ જ્ઞાનપરીક્ષાના નવા અભ્યાસક્રમ ધો.૫ **'સંસ્કૃતિ અંકુર'**, ધો. ૬ **'સંસ્કૃતિ પલ્લવ'**, ધો. ૭ **'સંસ્કૃતિ પુષ્પ'**, ધો.૮ **'સંસ્કૃતિ સુવાસ'**, ધો.૯ **'સંસ્કૃતિ મધુ'** અને ધો. ૧૦ **'સંસ્કૃતિ ભ્રમર'** પ્રાપ્ત કરતાં મન આનંદિત છે. નવો અભ્યાસક્રમ તૈયાર કરવામાં સંપાદકમંડળને વિશેષ શોધકાર્ય કરવું પડ્યું. સન ૧૯૯૪થી લેવાતી ભારતીય સંસ્કૃતિ જ્ઞાનપરીક્ષા સાથે જોડાયેલા શિક્ષકો, વિદ્યાર્થીઓ તથા વિદ્યાર્થિનીઓના વિચારોને આમાં સ્થાન આપવામાં આવ્યું. અભ્યાસક્રમ તથા પ્રશ્નોત્તરી બનાવવામાં એ વાતનું પણ ધ્યાન રાખવામાં આવ્યું કે આ પ્રશ્નો વિદ્યાર્થીઓ માટે વિવિધ કક્ષાએ ભારતીય સંસ્કૃતિ, અધ્યાત્મ, વિજ્ઞાન, ધર્મ, દર્શન વગેરેની માહિતી તો આપે જ, પરંતુ સાથે સાથે દર વર્ષે લેવાતી પરીક્ષામાં પણ ઉપયોગી બને.

ભારતીય સંસ્કૃતિ જ્ઞાનપરીક્ષા વીસમા વર્ષમાં પ્રવેશ કરી રહી છે. આ વીસ વર્ષોની નિર્વિઘ્ન યાત્રામાં લાખો સ્કૂલો તથા શિક્ષકો સહિત કરોડો વિદ્યાર્થીઓના જીવનમાં દિવ્યતાનો સમાવેશ થયો છે. સન ૧૯૯૪ના પ્રથમ સત્રમાં જે વિદ્યાર્થીઓએ પરીક્ષા આપી હશે તેઓ હવે એક કુશળ નાગરિક તથા ભારતીય સંસ્કૃતિનો ફેલાવો કરનાર સંસ્કૃતિના સંવાહકની ભૂમિકા નિભાવી રહ્યા હશે.

૨૦૧૨-૧૩ના સત્રમાં ભારતનાં બાવીસ રાજ્યો, ચારસો પચાસ જિલ્લા, એક લાખ સ્કૂલો તથા શિક્ષકો સહિત નવ ભાષાઓમાં લેવાયેલી આ પરીક્ષામાં ૪૬ લાખ વિદ્યાર્થીઓએ ભાગ લીધો હતો. તેમને ભારતીય સંસ્કૃતિ, અધ્યાત્મવિજ્ઞાન તથા જીવન જીવવાની કલારૂપી ત્રિવેણીમાં સ્નાન કરવાનો મોકો મળ્યો છે. આ પરીક્ષાઓમાં બેસનારા વિદ્યાર્થીઓ જ્યાં પણ હોય તેઓ બીજા વિદ્યાર્થીઓની તુલનામાં માનવીય મૂલ્યોને જીવનમાં મહત્ત્વનું સ્થાન આપીને ગૌરવપૂર્ણ જીવન જીવી રહ્યા છે.

નવા પ્રકાશન માટે ભારતીય સંસ્કૃતિ જ્ઞાનપરીક્ષા સાથે જોડાયેલા વિદ્યાર્થીઓ, શિક્ષકો તથા કાર્યકર્તાઓને શુભકામના, સંપાદક મંડળને હાર્દિક વધાઈ તથા ઋષિયુગ્મ તરફથી સ્નેહભર્યા આશીર્વાદ.

(ડૉ. પ્રણવ પંડ્યા)

(શૈલબાળા પંડ્યા)


ગાયત્રીતીર્થ શાંતિકુંજ, હરિદ્વાર - ૨૪૯૪૧૧ (ઉત્તરાખંડ) ભારત



ફોન : (૧૩૩૪) ૨૬૦૬૦૨, ૨૬૦૩૦૯, ૨૬૧૩૨૮ ફેક્સ : (૧૩૩૪) ૨૬૦૮૬૬
વેબ સાઈટ : www.awgp.org ઈ-મેલ : shantikunj@awgp.org

# અનુક્રમણિકા

## ખંડ (અ) - પાઠ્યપુસ્તક



## ખંડ (બ) - પ્રશ્નબેંક



હવે આપ વાંચશો - આધ્યાત્મિક પર્યાવરણ, ઋષિઓનું સંશોધન, નૈતિક શિક્ષણ, આપણો દેશ, ઈતિહાસ, મહાપુરુષો, સંસ્કૃતિનાં વ્યાપક પાસાં, સ્વાસ્થ્ય - આસન/પ્રાણાયામ, રમતો તથા વિજ્ઞાન સંબંધિત જ્ઞાન આપતા બહુમુખી પ્રશ્નો

ખંડ (અ) - પાઠ્યપુસ્તક

# વ્યવસ્થિત જીવનની ચાવી - સમયપાલન

નિયમપૂર્વક અને સમયસર કામ કરવાથી બધાં કામ સારી રીતે પૂરાં થાય છે. જીવનમાં સમયપાલનનું ખૂબ મહત્ત્વ છે. તેના વગર કામ અધૂરાં રહી જાય છે.

જ્યારે કામ સારી રીતે પૂરું થઈ જાય છે ત્યારે આત્મસંતોષ થાય છે અને મનમાં ઉત્સાહ પેદા થાય છે. જો કામ પૂરું ના થાય તો અસંતોષ તથા ગ્લાનિ થાય છે. વિચારવાન લોકો હંમેશાં સમયનું ધ્યાન રાખે છે. અમેરિકાના પ્રથમ રાષ્ટ્રપતિ જ્યોર્જ વૉશિંગ્ટન સમયનું ચુસ્ત રીતે પાલન કરતા હતા. એકવાર તેમણે કેટલાક મહેમાનોને ત્રણ વાગે ભોજન માટે બોલાવ્યા. ૩.૩૦ વાગ્યે રાષ્ટ્રપતિને સૈનિક કમાંડરોની એક જરૂરી બેઠકમાં ભાગ લેવાનો હતો. બરાબર ત્રણ વાગે ભોજન પીરસવામાં આવ્યું, પરંતુ ત્યાં સુધી એક પણ મહેમાન આવ્યો નહોતો. વૉશિંગ્ટનને એક વાર તો વિચાર આવ્યો કે મહેમાનોની રાહ જોઉં, નહિ તો તેમને ખોટું લાગશે, પરંતુ જો રાહ જુએ તો મહત્ત્વપૂર્ણ બેઠકમાં જઈ ના શકાય, આથી રાષ્ટ્રપતિએ સમયપાલનને મહત્ત્વ આપ્યું અને નોકરને કહ્યું કે બાકીની પ્લેટો લઈ લે. હું એકલો જ ભોજન કરીશ. જ્યારે વૉશિંગ્ટન ભોજન કરી રહ્યા હતા ત્યારે મહેમાનો આવી ગયા. તેમણે મોડા આવવા બદલ ખેદ પ્રગટ કર્યો, પરંતુ તેમની રાહ ન જોવા બદલ અસંતોષ પણ પ્રગટ કર્યો. મહેમાનો ભોજન માટે બેઠા. એટલામાં તો વૉશિંગ્ટન પોતાનું ભોજન પૂરું કરીને મિટિંગમાં જતા રહ્યા.

મહેમાનોને એ વાતનું દુખ હતું કે પંદર મિનિટ પણ તેમની રાહ ન જોઈ. વળી વૉશિંગ્ટન પોતાનું ભોજન પૂરું કરીને તરત જ ત્યાંથી જતા રહ્યા, તેથી તેઓ વધારે દુખી થઈ ગયા. ગમે તે રીતે ભોજન પૂરું કરીને તેઓ પણ પોતાને ઘેર પાછા ફર્યા.

સૈનિક કમાંડરોની બેઠકમાં પહોંચતાં જ તેમને ખબર પડી કે જો તેઓ સમયસર ના આવત તો અમેરિકાના એક ભાગમાં ભયંકર વિદ્રોહ થઈ જાત. તેમના સમયસર પહોંચવાના કારણે સ્થિતિને સંભાળી લેવામાં આવી અને ધન તથા જનની બહુ મોટી હાનિ થતાં બચી ગઈ.

મહેમાનોને થોડા સમય પછી જ્યારે એ વાતની ખબર પડી ત્યારે તેમને નિયમિતતા તથા સમયપાલનનું મહત્ત્વ સમજાયું. આળસ, પ્રમાદ કે ઢીલ રાખવાથી ભયંકર નુક્સાનને રોકી શકાય છે અને સારી રીતે જીવન જીવી શકાય છે.

તેઓ ફરીથી રાષ્ટ્રપતિને ઘેર ગયા અને તે દિવસે મોડા પડવા બદલ તેમની ક્ષમા માગી. રાષ્ટ્રપતિએ કહ્યું કે એમાં ક્ષમા માગવા જેવી કોઈ વાત નથી, પરંતુ જેમણે પોતાના જીવનની વ્યવસ્થા અને પરિવાર, સમાજ તથા દેશની ઉન્નતિ કરવી હોય તેમણે સમયનું કડકાઈથી પાલન કરવું જોઈએ.

પ્રશ્નો - ૧. સમયપાલનને વ્યવસ્થિત જીવનની ચાવી શા માટે કહેવામાં આવી છે?

૨. મહેમાનો અપ્રસન્ન થવાનું શું કારણ હતું?





# સ્વાધ્યાય - એક માનસિક યોગ

***જે રીતે શરીરને સ્વસ્થ અને મજબૂત બનાવી રાખવા માટે પૌષ્ટિક ભોજનની જરૂર પડે છે એ જ રીતે મન તથા બુદ્ધિને સ્વસ્થ રાખવા માટે ઉત્તમ સાહિત્યનો સ્વાધ્યાય જરૂરી છે.***

માનવજીવનને સુખી, ઉન્નત તથા સુસંસ્કારી બનાવવા માટે સદ્‌ગ્રંથોનો સ્વાધ્યાય (અધ્યયન, મનન અને ચિંતન) કરવો અત્યંત જરૂરી છે કારણ કે તે માણસનો હિતેચ્છુ મિત્ર છે અને આત્માને તૃપ્ત તથા પુષ્ટ કરે છે. એનાથી આદર્શ જીવન જીવવાની પ્રેરણા મળે છે અને સમસ્યાઓનું સમાધાન થાય છે. તે ચરિત્રનિર્માણમાં મદદરૂપ બને છે.

વિશ્વમાં જેટલા મહાપુરુષો, વૈજ્ઞાનિકો, ઋષિઓ, મહર્ષિઓ, શિક્ષણકારો, સંશોધકો વગેરે થયા છે તે બધા સ્વાધ્યાયશીલ હતા. સારા સાહિત્યનો સ્વાધ્યાય કલ્પવૃક્ષની જેમ ફળદાયક હોય છે. અશ્લીલ તથા જાદૂઈ સાહિત્ય ફક્ત મનોરંજન આપે છે. તેનાથી માણસનું પતન થાય છે અને તે પાપી બને છે. પ્રિય બાળકો, જો તમારે ઉન્નત અને સન્માનનીય બનવું હોય તો આળસપ્રમાદ છોડીને નિયમિત સ્વાધ્યાય કરો. શાસ્ત્રોમાં કહ્યું છે કે "સ્વાધ્યાયાત્ મા પ્રમદઃ".

મિત્રો ! શરીરને સ્વસ્થ અને મજબૂત રાખવા માટે જે રીતે પૌષ્ટિક ભોજનની જરૂર પડે છે એ જ રીતે મન અને બુદ્ધિને સ્વસ્થ તથા તેજસ્વી બનાવવા માટે ઉત્તમ ગ્રંથોનો સ્વાધ્યાય જરૂરી છે. ગીતામાં ભગવાન કૃષ્ણે સ્વાધ્યાયને વાણીનું તપ કહ્યું છે. સ્વાધ્યાયનો એક અર્થ પોતાનું અધ્યયન કરવું એવો પણ થાય છે.

શક્તિશાળી અને ઉન્નત બનવાની ભાવના એક આધ્યાત્મિક પુરુષાર્થ છે. જેનાથી વિજય મળે તે સાધનાને શક્તિ કહે છે. ગૌતમ બુદ્ધે ભૌતિક ચીજોનો ત્યાગ કરી સાધના કરી તો તેઓ શક્તિવાન બન્યા. ગાંધીજીએ પોતાની માનસિક તથા આધ્યાત્મિક શક્તિથી અંગ્રેજોને આ દેશ છોડવા મજબૂર કર્યા.

વિચારોની શક્તિ અલૌકિક છે. માણસના ઉત્થાન - પતનનું કારણ તેના વિચારો જ હોય છે. આજે સમાજ તથા દેશની જે અવદશા થઈ છે તે આપણા નિકૃષ્ટ વિચારોનું તથા જીવનમૂલ્યોના હ્રાસનું જ પરિણામ છે. સમાજ તથા દેશને ફરીથી ઉન્નત બનાવવા માટે નિયમિત રૂપે ઉત્તમ ગ્રંથોનો સ્વાધ્યાય જરૂરી છે.

માણસમાં સાહિત્યના વાંચનથી વિચારોની યોગ્યતા વધે છે. સાહિત્યમાં સમાજને બદલવાની શક્તિ હોવી જોઈએ. સાહિત્ય સમાજનું દર્પણ છે. સાહિત્ય એવું હોવું જોઈએ કે જેનાથી મનુષ્યનું

ખંડ (અ) - પાઠ્યપુસ્તક

# વ્યવસ્થિત જીવનની ચાવી - સમયપાલન

નિયમપૂર્વક અને સમયસર કામ કરવાથી બધાં કામ સારી રીતે પૂરાં થાય છે. જીવનમાં સમયપાલનનું ખૂબ મહત્ત્વ છે. તેના વગર કામ અધૂરાં રહી જાય છે.

જ્યારે કામ સારી રીતે પૂરું થઈ જાય છે ત્યારે આત્મસંતોષ થાય છે અને મનમાં ઉત્સાહ પેદા થાય છે. જો કામ પૂરું ના થાય તો અસંતોષ તથા ગ્લાનિ થાય છે. વિચારવાન લોકો હંમેશાં સમયનું ધ્યાન રાખે છે. અમેરિકાના પ્રથમ રાષ્ટ્રપતિ જ્યોર્જ વૉશિંગ્ટન સમયનું ચુસ્ત રીતે પાલન કરતા હતા. એકવાર તેમણે કેટલાક મહેમાનોને ત્રણ વાગે ભોજન માટે બોલાવ્યા. ૩.૩૦ વાગ્યે રાષ્ટ્રપતિને સૈનિક કમાંડરોની એક જરૂરી બેઠકમાં ભાગ લેવાનો હતો. બરાબર ત્રણ વાગે ભોજન પીરસવામાં આવ્યું, પરંતુ ત્યાં સુધી એક પણ મહેમાન આવ્યો નહોતો. વૉશિંગ્ટનને એક વાર તો વિચાર આવ્યો કે મહેમાનોની રાહ જોઉં, નહિ તો તેમને ખોટું લાગશે, પરંતુ જો રાહ જુએ તો મહત્ત્વપૂર્ણ બેઠકમાં જઈ ના શકાય, આથી રાષ્ટ્રપતિએ સમયપાલનને મહત્ત્વ આપ્યું અને નોકરને કહ્યું કે બાકીની પ્લેટો લઈ લે. હું એકલો જ ભોજન કરીશ. જ્યારે વૉશિંગ્ટન ભોજન કરી રહ્યા હતા ત્યારે મહેમાનો આવી ગયા. તેમણે મોડા આવવા બદલ ખેદ પ્રગટ કર્યો, પરંતુ તેમની રાહ ન જોવા બદલ અસંતોષ પણ પ્રગટ કર્યો. મહેમાનો ભોજન માટે બેઠા. એટલામાં તો વૉશિંગ્ટન પોતાનું ભોજન પૂરું કરીને મિટિંગમાં જતા રહ્યા.

મહેમાનોને એ વાતનું દુખ હતું કે પંદર મિનિટ પણ તેમની રાહ ન જોઈ. વળી વૉશિંગ્ટન પોતાનું ભોજન પૂરું કરીને તરત જ ત્યાંથી જતા રહ્યા, તેથી તેઓ વધારે દુખી થઈ ગયા. ગમે તે રીતે ભોજન પૂરું કરીને તેઓ પણ પોતાને ઘેર પાછા ફર્યા.

સૈનિક કમાંડરોની બેઠકમાં પહોંચતાં જ તેમને ખબર પડી કે જો તેઓ સમયસર ના આવત તો અમેરિકાના એક ભાગમાં ભયંકર વિદ્રોહ થઈ જાત. તેમના સમયસર પહોંચવાના કારણે સ્થિતિને સંભાળી લેવામાં આવી અને ધન તથા જનની બહુ મોટી હાનિ થતાં બચી ગઈ.

મહેમાનોને થોડા સમય પછી જ્યારે એ વાતની ખબર પડી ત્યારે તેમને નિયમિતતા તથા સમયપાલનનું મહત્ત્વ સમજાયું. આળસ, પ્રમાદ કે ઢીલ રાખવાથી ભયંકર નુકસાનને રોકી શકાય છે અને સારી રીતે જીવન જીવી શકાય છે.

તેઓ ફરીથી રાષ્ટ્રપતિને ઘેર ગયા અને તે દિવસે મોડા પડવા બદલ તેમની ક્ષમા માગી. રાષ્ટ્રપતિએ કહ્યું કે એમાં ક્ષમા માગવા જેવી કોઈ વાત નથી, પરંતુ જેમણે પોતાના જીવનની વ્યવસ્થા અને પરિવાર, સમાજ તથા દેશની ઉન્નતિ કરવી હોય તેમણે સમયનું કડકાઈથી પાલન કરવું જોઈએ.

પ્રશ્નો - ૧. સમયપાલનને વ્યવસ્થિત જીવનની ચાવી શા માટે કહેવામાં આવી છે?

૨. મહેમાનો અપ્રસન્ન થવાનું શું કારણ હતું?

ખંડ (અ) - પાઠ્યપુસ્તક

# વ્યવસ્થિત જીવનની ચાવી - સમયપાલન

નિયમપૂર્વક અને સમયસર કામ કરવાથી બધાં કામ સારી રીતે પૂરાં થાય છે. જીવનમાં સમયપાલનનું ખૂબ મહત્ત્વ છે. તેના વગર કામ અધૂરાં રહી જાય છે.

જ્યારે કામ સારી રીતે પૂરું થઈ જાય છે ત્યારે આત્મસંતોષ થાય છે અને મનમાં ઉત્સાહ પેદા થાય છે. જો કામ પૂરું ના થાય તો અસંતોષ તથા ગ્લાનિ થાય છે. વિચારવાન લોકો હંમેશાં સમયનું ધ્યાન રાખે છે. અમેરિકાના પ્રથમ રાષ્ટ્રપતિ જ્યોર્જ વૉશિંગ્ટન સમયનું ચુસ્ત રીતે પાલન કરતા હતા. એકવાર તેમણે કેટલાક મહેમાનોને ત્રણ વાગે ભોજન માટે બોલાવ્યા. ૩.૩૦ વાગ્યે રાષ્ટ્રપતિને સૈનિક કમાંડરોની એક જરૂરી બેઠકમાં ભાગ લેવાનો હતો. બરાબર ત્રણ વાગે ભોજન પીરસવામાં આવ્યું, પરંતુ ત્યાં સુધી એક પણ મહેમાન આવ્યો નહોતો. વૉશિંગ્ટનને એક વાર તો વિચાર આવ્યો કે મહેમાનોની રાહ જોઉં, નહિ તો તેમને ખોટું લાગશે, પરંતુ જો રાહ જુએ તો મહત્ત્વપૂર્ણ બેઠકમાં જઈ ના શકાય, આથી રાષ્ટ્રપતિએ સમયપાલનને મહત્ત્વ આપ્યું અને નોકરને કહ્યું કે બાકીની પ્લેટો લઈ લે. હું એકલો જ ભોજન કરીશ. જ્યારે વૉશિંગ્ટન ભોજન કરી રહ્યા હતા ત્યારે મહેમાનો આવી ગયા. તેમણે મોડા આવવા બદલ ખેદ પ્રગટ કર્યો, પરંતુ તેમની રાહ ન જોવા બદલ અસંતોષ પણ પ્રગટ કર્યો. મહેમાનો ભોજન માટે બેઠા. એટલામાં તો વૉશિંગ્ટન પોતાનું ભોજન પૂરું કરીને મિટિંગમાં જતા રહ્યા.

મહેમાનોને એ વાતનું દુખ હતું કે પંદર મિનિટ પણ તેમની રાહ ન જોઈ. વળી વૉશિંગ્ટન પોતાનું ભોજન પૂરું કરીને તરત જ ત્યાંથી જતા રહ્યા, તેથી તેઓ વધારે દુખી થઈ ગયા. ગમે તે રીતે ભોજન પૂરું કરીને તેઓ પણ પોતાને ઘેર પાછા ફર્યા.

સૈનિક કમાંડરોની બેઠકમાં પહોંચતાં જ તેમને ખબર પડી કે જો તેઓ સમયસર ના આવત તો અમેરિકાના એક ભાગમાં ભયંકર વિદ્રોહ થઈ જાત. તેમના સમયસર પહોંચવાના કારણે સ્થિતિને સંભાળી લેવામાં આવી અને ધન તથા જનની બહુ મોટી હાનિ થતાં બચી ગઈ.

મહેમાનોને થોડા સમય પછી જ્યારે એ વાતની ખબર પડી ત્યારે તેમને નિયમિતતા તથા સમયપાલનનું મહત્ત્વ સમજાયું. આળસ, પ્રમાદ કે ઢીલ રાખવાથી ભયંકર નુકસાનને રોકી શકાય છે અને સારી રીતે જીવન જીવી શકાય છે.

તેઓ ફરીથી રાષ્ટ્રપતિને ઘેર ગયા અને તે દિવસે મોડા પડવા બદલ તેમની ક્ષમા માગી. રાષ્ટ્રપતિએ કહ્યું કે એમાં ક્ષમા માગવા જેવી કોઈ વાત નથી, પરંતુ જેમણે પોતાના જીવનની વ્યવસ્થા અને પરિવાર, સમાજ તથા દેશની ઉન્નતિ કરવી હોય તેમણે સમયનું કડકાઈથી પાલન કરવું જોઈએ.

પ્રશ્નો - ૧. સમયપાલનને વ્યવસ્થિત જીવનની ચાવી શા માટે કહેવામાં આવી છે?

૨. મહેમાનો અપ્રસન્ન થવાનું શું કારણ હતું?

# સ્વાધ્યાય - એક માનસિક યોગ

**જે રીતે શરીરને સ્વસ્થ અને મજબૂત બનાવી રાખવા માટે પૌષ્ટિક ભોજનની જરૂર પડે છે એ જ રીતે મન તથા બુદ્ધિને સ્વસ્થ રાખવા માટે ઉત્તમ સાહિત્યનો સ્વાધ્યાય જરૂરી છે.**

માનવજીવનને સુખી, ઉન્નત તથા સુસંસ્કારી બનાવવા માટે સદ્ગ્રંથોનો સ્વાધ્યાય (અધ્યયન, મનન અને ચિંતન) કરવો અત્યંત જરૂરી છે કારણ કે તે માણસનો હિતેચ્છુ મિત્ર છે અને આત્માને તૃપ્ત તથા પુષ્ટ કરે છે. એનાથી આદર્શ જીવન જીવવાની પ્રેરણા મળે છે અને સમસ્યાઓનું સમાધાન થાય છે. તે ચરિત્રનિર્માણમાં મદદરૂપ બને છે.

વિશ્વમાં જેટલા મહાપુરુષો, વૈજ્ઞાનિકો, ઋષિઓ, મહર્ષિઓ, શિક્ષણકારો, સંશોધકો વગેરે થયા છે તે બધા સ્વાધ્યાયશીલ હતા. સારા સાહિત્યનો સ્વાધ્યાય કલ્પવૃક્ષની જેમ ફળદાયક હોય છે. અશ્લીલ તથા જાદૂઈ સાહિત્ય ફક્ત મનોરંજન આપે છે. તેનાથી માણસનું પતન થાય છે અને તે પાપી બને છે. પ્રિય બાળકો, જો તમારે ઉન્નત અને સન્માનનીય બનવું હોય તો આળસપ્રમાદ છોડીને નિયમિત સ્વાધ્યાય કરો. શાસ્ત્રોમાં કહ્યું છે કે "સ્વાધ્યાયાત્ મા પ્રમદઃ".

મિત્રો ! શરીરને સ્વસ્થ અને મજબૂત રાખવા માટે જે રીતે પૌષ્ટિક ભોજનની જરૂર પડે છે એ જ રીતે મન અને બુદ્ધિને સ્વસ્થ તથા તેજસ્વી બનાવવા માટે ઉત્તમ ગ્રંથોનો સ્વાધ્યાય જરૂરી છે. ગીતામાં ભગવાન કૃષ્ણે સ્વાધ્યાયને વાણીનું તપ કહ્યું છે. સ્વાધ્યાયનો એક અર્થ પોતાનું અધ્યયન કરવું એવો પણ થાય છે.

શક્તિશાળી અને ઉન્નત બનવાની ભાવના એક આધ્યાત્મિક પુરુષાર્થ છે. જેનાથી વિજય મળે તે સાધનાને શક્તિ કહે છે. ગૌતમ બુદ્ધે ભૌતિક ચીજોનો ત્યાગ કરી સાધના કરી તો તેઓ શક્તિવાન બન્યા. ગાંધીજીએ પોતાની માનસિક તથા આધ્યાત્મિક શક્તિથી અંગ્રેજોને આ દેશ છોડવા મજબૂર કર્યા.

વિચારોની શક્તિ અલૌકિક છે. માણસના ઉત્થાન - પતનનું કારણ તેના વિચારો જ હોય છે. આજે સમાજ તથા દેશની જે અવદશા થઈ છે તે આપણા નિકૃષ્ટ વિચારોનું તથા જીવનમૂલ્યોના હ્રાસનું જ પરિણામ છે. સમાજ તથા દેશને ફરીથી ઉન્નત બનાવવા માટે નિયમિત રૂપે ઉત્તમ ગ્રંથોનો સ્વાધ્યાય જરૂરી છે.

માણસમાં સાહિત્યના વાંચનથી વિચારોની યોગ્યતા વધે છે. સાહિત્યમાં સમાજને બદલવાની શક્તિ હોવી જોઈએ. સાહિત્ય સમાજનું દર્પણ છે. સાહિત્ય એવું હોવું જોઈએ કે જેનાથી મનુષ્યનું

ચિંતન, ચરિત્ર તથા વ્યવહાર ઊંચાં બને અને લોકોમાં નૈતિક મૂલ્યોનો વિકાસ થાય. સ્વામી વિવેકાનંદે કહ્યું છે, "આજનું શિક્ષણ તથા સાહિત્ય વિદ્યાર્થીઓને નકારાત્મક વિચારો આપે છે." આનો અર્થ એ છે કે આજે વિદ્યાર્થીઓને સ્વાર્થી, અહંકારી તથા તણાવગ્રસ્ત બનાવે તેવા વિચારો તેમને પ્રાપ્ત થઈ રહ્યા છે. આજે જે લોકો સમાજ વિરોધી, અનૈતિક, ભ્રષ્ટ તથા ગુનાહિત પ્રવૃત્તિઓમાં લિપ્ત છે તેઓ ઉચ્ચશિક્ષિત જોવા મળ્યા છે. માત્ર શ્રેષ્ઠ સાહિત્યના અધ્યયનથી જ યુવાઓમાં સકારાત્મક અને ઉન્નતિશીલ વિચારો પેદા થાય છે. જે સાહિત્યના વાંચનથી મન તથા હૃદય ફૂલની જેમ સુગંધિત તથા સુવિકસિત બને અને સમસ્યાઓનું સમાધાન કરે એવું જ સાહિત્ય શ્રેષ્ઠ છે. એવા સાહિત્યથી વ્યક્તિ તથા રાષ્ટ્રની શક્તિ વધે છે. હિન્દી સાહિત્યરચનાના મધ્યકાળને સર્વશ્રેષ્ઠ કહી શકાય, જેમાં વ્યક્તિ, સમાજ તથા રાષ્ટ્રના નિર્માણની સાથે સાથે સાંસ્કૃતિક ગુણો તથા ચરિત્રનિર્માણના સિદ્ધાંતોનું, ધર્મઅધર્મ તથા પાપપુણ્યનાં સૂત્રોનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. તેણે સમાજના ઉત્થાન તથા ધાર્મિક એકતાનાં સૂત્રો પ્રદાન કર્યાં છે.

સ્વાધ્યાયમાં પ્રમાદ ના કરો. ભારતીય સંસ્કૃતિમાં સ્વાધ્યાય તથા સત્સંગને જેટલું મહત્ત્વનું સ્થાન મળ્યું છે એટલું બીજે ભાગ્યે જ જોવા મળે. નિયમિત સ્વાધ્યાય બૌદ્ધિક પ્રખરતા વધારે છે તથા અંતરની શુદ્ધિ કરીને આત્મબળ વધારે છે. જે વિદ્યાર્થીઓ સ્વાધ્યાયશીલ હોય છે તેઓ જ ઉચ્ચગુણ સાથે પરીક્ષા પાસ કરે છે અને ઊંચું પદ પ્રાપ્ત કરે છે. સ્વાધ્યાય એક સાધના છે, તપ છે. જે જેટલો વધારે સ્વાધ્યાય કરે છે તેટલી જ તેને વધારે સફળતા મળે છે. વ્યક્તિત્વને પવિત્ર તથા સંસ્કારવાન અને મન, બુદ્ધિ, ચરિત્ર તથા વ્યવહારને શ્રેષ્ઠ બનાવવાં હોય તો શ્રેષ્ઠ સાહિત્યનો સ્વાધ્યાય જ સર્વોત્તમ ઉપાય છે.

સારું મિત્રો, એ બતાવો કે આજે સમસ્યાઓનું સમાધાન કરી શકે, વ્યક્તિત્વનિર્માણ કરી શકે એવું; સ્વાધ્યાય, શિક્ષણ, સંસ્કૃતિ અને આધ્યાત્મિક વિજ્ઞાન સંબંધી સાહિત્ય ક્યાં મળશે ?

મિત્રો ! એવું સાહિત્ય રામકૃષ્ણ મિશન, યુગનિર્માણ યોજના, મથુરા, અરવિંદ મિશન, ગીતાપ્રેસ, ગોરખપુર વગેરે અનેક સંસ્થાઓના સાહિત્યસ્ટોલ પરથી મળી શકશે.

**પ્રશ્નો -**

૧. "આજનું શિક્ષણ તથા સાહિત્ય વિદ્યાર્થીઓને નકારાત્મક વિચારો આપે છે" આ કોનું કથન છે ?

૨. સ્વાધ્યાયના મહત્ત્વ પર ટૂંકમાં લખો.

૩. રાષ્ટ્ર તથા સમાજનો પ્રાણ કોને કહેવામાં આવ્યો છે ?

૪. સ્વાધ્યાયનો અર્થ શો છે ? કેવાં પુસ્તકોનો સ્વાધ્યાય કરવો જોઈએ ?

# ૐ માંગલિક પ્રતીક ૐ અને સ્વસ્તિક

પ્રતીકોની પાછળ એક સૂક્ષ્મભાવ છુપાયેલો હોય છે. તેને જાગ્રત કરવા માટે મૂર્તિઓ, નદી, પર્વત, વૃક્ષ, પશુપક્ષી, ઘંટી, ચૂલો, ખાંડણિયો તથા પાકની પૂજા કરવામાં આવે છે. ભાવસંવેદનાઓને જગાડી તેમને શુદ્ધ કરવા માટે અધ્યાત્મવેત્તાઓએ આ પ્રતીકોને યોગ્ય અને જરૂરી માન્યાં છે. વિચાર સૂક્ષ્મ છે. તેમની કોઈ આકૃતિ હોતી નથી, પરંતુ કલમથી લખીને તેમને સાકારરૂપ આપી શકાય છે. કોઈપણ મૂર્તિની પાછળ આવા જ ભાવપૂર્ણ વિચાર રહેલા હોય છે.

નિરાકારવાદીઓ પણ પોતાની શ્રદ્ધા વ્યક્ત કરવા કેટલાંય પ્રતીકોનો ઉપયોગ કરે છે. ખ્રિસ્તીઓ ક્રોસનું સન્માન કરે છે. મુસલમાનો કાબા તરફ મોં કરીને નમાજ પઢે છે અને મક્કા જઈને સંગે અવસદને ચુંબન કરીને પોતાની યાત્રાને સફળ માને છે. તેઓ મસ્જિદને ખુદાનું ઘર માને છે. આ માન્યતા પણ પ્રતીકપૂજા છે. હિંદુઓ પણ મંદિરમાં જઈને મૂર્તિપૂજા કરે છે. શીખોની શ્રદ્ધા તથા આસ્થાનું પ્રતીક ગુરુદ્વારા છે. આ જ ભાવથી રાષ્ટ્રધ્વજનું અભિવાદન અને સન્માન કરવામાં આવે છે. આર્યસમાજીઓ અને પારસીઓ અગ્નિપૂજા કરે છે.

ભારતીય ધર્મ તથા સંસ્કૃતિમાં પ્રતીકપૂજાના માધ્યમમાં ઉપકારી પદાર્થો, શક્તિઓ તથા વ્યક્તિઓ પ્રત્યે કૃતઘ્નતાનો ભાવ સમાયેલો છે. દેવોની ઉપાસનાથી પ્રેરણા મેળવીને માણસ દિવ્યગુણોથી સંપન્ન બની શકે એ જ ઉદ્દેશ્યથી પૂજાઉપાસનાનું વિધાન કરવામાં આવ્યું છે.

સ્વસ્તિક વૈદિક સંસ્કૃતિનું એક મહત્ત્વનું પ્રતીક છે. તેનો અર્થ ચિરંતન સત્ય, શાશ્વત શાંતિ અને અનંત સૌંદર્ય માનવામાં આવે છે. વૈદિકકાળથી સ્વસ્તિકની પરંપરા ચાલી આવી છે. રામાયણ તથા મહાભારતકાળનાં નામ સ્વસ્તિક નામથી પ્રસિદ્ધ છે.

સામુદ્રિક શાસ્ત્ર પ્રમાણે તે એક માંગલિક ચિહ્ન છે. તેને ખૂબ શુભ માનવામાં આવે છે. સ્વસ્તિક વેદો જેટલો જ જૂનો છે. વેદોમાં પ્રકાશ, કલ્યાણ તથા દીર્ઘાયુના અર્થમાં અનેક સ્થળે સ્વસ્તિકનો પ્રયોગ જોવા મળે છે, જેમ કે 'સ્વસ્તિવાચનમ્'.

સ્વસ્તિકનો વસ્તુઓના નામકરણમાં પણ પ્રયોગ કરવામાં આવ્યો છે. રામાયણકાલીન જહાજો પર સ્વસ્તિકનું ચિહ્ન અંકિત હતું. બૌદ્ધ અને જૈન પ્રાચીનગુફાઓમાં સ્વસ્તિકનું ચિત્રણ જોવા મળે છે. જૈનોના સમગ્ર કર્મવિધાનનો આધાર સ્વસ્તિક છે. બૌદ્ધધર્મમાં પણ તેને અત્યંત પૂજ્ય માનવામાં આવે છે. અમરાવતીના સ્તૂપો પર; ચીન, જાપાન વગેરે દેશોમાં બુદ્ધનાં ચરણોની સાથે સાથે સ્વસ્તિકનો પણ પ્રચાર થયો. અનેક દેશોના સિક્કાઓ પર સ્વસ્તિકનું ચિહ્ન જોવા મળે છે. વિશ્વવ્યાપી, કલ્યાણકારીના રૂપમાં ભારતીય સ્વસ્તિક આજે પણ પ્રચલિત છે. ઑસ્ટ્રેલિયા અને

ન્યુઝીલેન્ડમાં ભાવરી જાર્મના લોકો સ્વસ્તિકને શુભ પ્રતીક માને છે. જાપાનમાં પવિત્ર જળથી ભરેલા ઘડા પર સ્વસ્તિકનું ચિહ્ન બનાવવામાં આવે છે. કોરિયામાં પાલખી પર સ્વસ્તિક ચીતરેલો જોવા મળે છે. ચીનમાં સ્વસ્તિક અસંખ્યતાનું પ્રતીક છે. તિબેટના લોકો પોતાના શરીર પર સ્વસ્તિક છુંદાવે છે. ઇટાલી, અલ્જિરિયા તથા ઈજિપ્તમાં તેનો ઘણો પ્રચાર થયો છે. ગ્રીસમાં માટી, પિત્તળ તથા સોનાનાં વાસણો પર સ્વસ્તિકનું ચિહ્ન બનાવવામાં આવે છે. સાઇપ્રસ ટાપુના દેવોની મૂર્તિઓ પર સ્વસ્તિક ચિહ્ન બનાવવામાં આવે છે.

ખ્રિસ્તીઓનો ક્રોસ સ્વસ્તિકનું જ રૂપાંતર છે. ૐ શબ્દની રચના અને આકારની સમીક્ષા કરતાં સ્વસ્તિક અને ૐ માં ઘણી સમાનતા જોવા મળે છે. ૐ અખંડ ચિદાનંદની સત્તાનું પ્રતીક છે, ભગવાનનું અક્ષર રૂપ છે. તેથી સ્વસ્તિક જ ૐ રૂપમાં પરમાત્માનું પ્રતીક છે એવું માનવામાં આવે છે. ગીતાના અગિયારમા અધ્યાયમાં ૐ ની મહત્તા ભગવાન વાસુદેવે બતાવી છે. તેને પોતાનું સ્વરૂપ તથા પ્રાર્થના, તપ, યજ્ઞ અને વેદમંત્રોનો પ્રારંભિક અક્ષર કહ્યો છે.

દિવાળી પર લક્ષ્મીપૂજામાં સ્વસ્તિકને પ્રધાનતા આપવામાં આવે છે તે બધા જાણે છે. તેના વગર લક્ષ્મીપૂજન અધૂરું ગણાય છે. ભારતવર્ષમાં વણિક સમાજમાં સ્વસ્તિકનો ઉપયોગ વિશેષ રૂપે થાય છે. ઘરનું દ્વાર, તિજોરી, ચોપડા વગેરે પર લક્ષ્મીજીની પ્રસન્નતા પ્રાપ્ત કરવાના ઉદ્દેશ્યથી સિંદૂરથી સ્વસ્તિક બનાવવામાં આવે છે. ગુજરાત તથા મહારાષ્ટ્રમાં દરેક પર્વ પર ઘરના ઉંબરા પર સ્વસ્તિક પાડવાને ખૂબ શુભ તથા મંગલકારી માનવામાં આવે છે. બૌદ્ધ તથા જૈનોની જેમ શીખધર્મમાં પણ તેનું મહત્ત્વ છે.

સ્વસ્તિકમાં વ્યષ્ટિ અને સમષ્ટિના કલ્યાણનો ભાવ રહેલો છે. સ્વસ્તિક અનાદિ છે. ૐ અને સ્વસ્તિક ભારતીય સંસ્કૃતિનાં એવાં બે પ્રતીકો છે, જે વિશ્વબ્રહ્માંડને પોતાની અંદર સમાવી લે છે.

લગ્નની આમંત્રણપત્રિકાઓમાં સ્વસ્તિકને સ્થાન આપવાની પાછળ એક મનોવૈજ્ઞાનિક પાસું પણ છે. સ્વસ્તિક જોઈને મનમાં સાત્ત્વિક ભાવ જાગે છે. કર્ણાટકમાં સ્વસ્તિક નામનું વ્રત પ્રસિદ્ધ છે. મનુષ્યની સાચી ઉન્નતિ તથા સંસારમાં શાંતિ સ્વસ્તિકની ધારણા વગર શક્ય નથી. આપણે તેના મહત્ત્વ તથા સંદેશને સમજીને તેનો સ્વીકાર કરવો જોઈએ. તે આપણી સંસ્કૃતિની ઓળખ છે.

**પ્રશ્નો -**

૧. સ્વસ્તિકમાં કોના કલ્યાણનો ભાવ રહેલો છે?

૨. તમે માંગલિક કાર્યોમાં ૐ તથા સ્વસ્તિકનો ઉપયોગ ક્યારે કરો છો અને શા માટે?

૩. વૈદિક સંસ્કૃતિનું એક અત્યંત મહત્ત્વનું પ્રતીક કયું છે?

# ક્રાંતિકારી ચંદ્રશેખર આઝાદ

**ભારતના સ્વતંત્રતા સંગ્રામમાં યુવાન ક્રાંતિકારીઓનો ફાળો બહુ મોટો હતો. આજનો યુવાન ભારતના ઉજ્જવળ ભવિષ્યનું નિર્માણ કરવાનો સંકલ્પ જ્યારે લેશે અને ભારતમાતાના ગૌરવની ફરીથી સ્થાપના કરવા માટે નિશ્ચય કરશે ત્યારે જ એ બલિદાની યુવાનોના આત્માને શાંતિ અને પ્રસન્નતા મળશે.**



બનારસમાં ૧૯૨૧ના ડિસેમ્બર મહિનામાં એક જગ્યાએ અંગ્રેજ પોલીસો સત્યાગ્રહીઓને દંડાથી મારી રહ્યા હતા. તેઓ તેમને પકડીને ઘસડી રહ્યા હતા. પોતાની નજર સામે આવું બધું થતું જોઈને કિશોર ચંદ્રશેખરનું લોહી ઊકળી ઉઠ્યું. ગુસ્સે થઈને ચંદ્રશેખરે પોલીસ અધિકારીને પથ્થર માર્યો. તે તેના માથામાં વાગ્યો. અધિકારી લોહીલુહાણ થઈ ગયો. આ ઘટનાથી પોલીસોમાં ખળભળાટ મચી ગયો. હવે પથ્થર મારનારની શોધ શરૂ થઈ. ચંદ્રશેખર તો ક્યારનાય ત્યાંથી પલાયન થઈ ગયા હતા, પરંતુ એક પોલીસવાળાએ તેમના કપાળ પરનું તિલક જોઈ લીધું હતું. પોલીસની ટુકડી નગરમાં તપાસ કરવા લાગી અને અંતે તેઓ ચંદ્રશેખરને ઘેર પહોંચી ગયા.

ઓરડામાં દેશભક્તિનું વાતાવરણ હતું. ચંદ્રશેખરના માથા પર તિલક જોઈને સિપાઈ ઓળખી ગયો કે આ તે જ છોકરો છે. સિપાઈઓએ તેમની ધરપકડ કરી. તેમને પોલીસથાણે લઈ જઈને કોટડીમાં પૂરી દીધા. શિયાળાના દિવસો હતા. કડકડતી ઠંડી પડી રહી હતી. રાત્રે તેમને ઓઢવા માટે કશું આપવામાં ના આવ્યું. રાત્રે ઠંડી ખૂબ વધી રહી હતી. થાણાના ઈન્ચાર્જે વિચાર્યું કે છોકરો ઠંડીમાં ઠરી ગયો હશે. ચાલ, જરા જોઈ આવું. તેણે ત્યાં જઈને જોયું તો ચંદ્રશેખર લંગોટ પહેરીને દંડ કરી રહ્યા હતા. તેમના શરીરમાંથી પરસેવો નીતરી રહ્યો હતો. તે જોઈને ઈન્ચાર્જ નવાઈ પામ્યો. તે ચૂપચાપ થોડીવાર સુધી તેમને જોતો રહ્યો, પછી પાછો વળી ગયો. બીજા દિવસે ચંદ્રશેખરને અદાલતમાં લઈ જવામાં આવ્યા. મેજિસ્ટ્રેટે ચંદ્રશેખરને પૂછ્યું કે છોકરા,

તારું નામ શું છે ? ચંદ્રશેખરે નીડરતાથી જવાબ આપ્યો, 'આઝાદ.' પિતાનું નામ ? "સ્વતંત્રતા."

મેજિસ્ટ્રેટ આવા જવાબો સાંભળીને દંગ રહી ગયો. તેણે ત્રીજો પ્રશ્ન પૂછ્યો, "તારું ઘર ક્યાં છે ?" "જેલખાનામાં."

આવો જવાબ સાંભળીને મેજિસ્ટ્રેટ રાતોપીળો થઈ ગયો. ગુસ્સે થઈને ચંદ્રશેખરને નેતરના પંદર ફટકા મારવાનો દંડ કર્યો. નેતરના દંડાનો માર બહુ ભયંકર હોય છે. પંદર દંડાની સજાથી શરીર પરની ચામડી પણ નીકળી જાય.

જલ્લાદના હાથે તેલ પિવડાવેલો નેતરનો દંડો જ્યારે શરીર પર પડે છે ત્યારે ચામડી ઊખડી જાય છે. ચંદ્રશેખરને જેલર ગંડાસિંહ સામે રજૂ કરવામાં આવ્યો. લંગોટ સિવાય બાકીનાં બધાં કપડાં ઊતરાવી દીધાં.

જેલર ગંડાસિંહે જલ્લાદને બોલાવીને ફટકા મારવાનું કહ્યું. બીજી બાજુ જેલર ફટકા ગણવા લાગ્યો. જલ્લાદે તેલ પિવડાવેલો નેતરનો દંડો ચંદ્રશેખરની પીઠ પર માર્યો. તેની સાથે જ વીર ચંદ્રશેખરે જયઘોષ કર્યો - "ભારતમાતાકી જય" પહેલા ફટકાથી જ પીઠ પરની ચામડી ઊખડી ગઈ, છતાં ચંદ્રશેખરના મોઢામાંથી ઊંહકારો પણ ના નીકળ્યો. જેલરે ફરીવાર કહ્યું - બે. જલ્લાદે બીજી વાર દંડો ફટકાર્યો. તેની સાથે જ અવાજ ગુંજી ઉઠ્યો - "ભારતમાતાકી જય." શરીરમાંથી લોહી નીકળવા લાગ્યું, એમ છતાં ચંદ્રશેખરના ચહેરા પર દુખનો કોઈ ભાવ નહોતો. ગંડાસિંહે ત્રીજી વાર કહ્યું - ત્રણ. જલ્લાદે પૂરી શક્તિથી ત્રીજો ફટકો માર્યો, એમ છતાં ચંદ્રશેખરે સિંહનાદ કર્યો - "ભારતમાતાકી જય." ચંદ્રશેખરના ઘામાંથી લોહી તથા માંસ બહાર નીકળી રહ્યું હતું, છતાં આઝાદીનો મતવાલો ચંદ્રશેખર સંપૂર્ણ શાંત હતો.

અદાલતમાં બધા લોકો દિગ્મૂઢ થઈ ગયા હતા. જલ્લાદ ફટકા મારતો જતો હતો. દરેક ફટકે આઝાદ જયઘોષ કરતા. તે તેનો અવાજ બધાને હચમચાવી નાખતો. દીવાલો પણ પડઘો પાડતી - "ભારતમાતાકી જય."

ચંદ્રશેખરનું આખું શરીર લોહીલુહાણ થઈ ગયું. માંસના લોચા બહાર નીકળી ગયા હતા. ચામડી લટકી રહી હતી, છતાં તેમના ચહેરા પર પીડાનો કોઈ અણસાર નહોતો.

ચારેય તરફ એક જ જયઘોષ હતો - "ભારતમાતાકી જય, ઈન્કિલાબ ઝિંદાબાદ." વાતાવરણ નારાઓથી ગુંજી ઉઠ્યું હતું. અદાલતના દરવાજાની બહાર હજારોની સંખ્યામાં લોકોની ભીડ ભેગી થઈ ગઈ હતી. સજા પૂરી થયા પછી ચંદ્રશેખર આઝાદ જેવા બહાર આવ્યા કે તરત જ જનતાએ તેમનું ઉમળકાભર્યું સ્વાગત કર્યું.

"ભારતમાતાકી જય"ના નારા લગાવ્યા તથા બ્રિટિશ રાજ્ય પ્રત્યે વિરોધ પ્રગટ કર્યો. આઝાદ પર ફૂલોની વર્ષા થઈ રહી હતી. આઝાદનું લોહીલુહાણ શરીર ફૂલોના હારથી લદાઈ ગયું હતું.

બનારસના જ્ઞાનવાપી મહોલ્લામાં ક્રાંતિની લહેર ફેલાઈ ગઈ હતી. નેતરના દંડાની ઘટનાએ ચંદ્રશેખરને એક લોકપ્રિય તથા નીડર નેતાના રૂપમાં પ્રસિદ્ધ કરી દીધા હતા. ખરેખર તો આ ઘટના ચંદ્રશેખરના ભાવિ ક્રાંતિકારી જીવન માટે પહેલું પગથિયું હતું. આ ઘટના પછી ચંદ્રશેખર 'આઝાદ' બન્યા હતા.

પ્રશ્નો -

૧. ચંદ્રશેખરે મેજિસ્ટ્રેટને પોતાનો પરિચય કયા રૂપમાં આપ્યો ?

૨. નેતરના દંડાનો માર ખાતી વખતે ચંદ્રશેખરના મોંમાંથી કયા શબ્દો નીકળ્યા ?

૩. ચંદ્રશેખરનું જન્મસ્થળ કયું હતું ?

## શિવાજીને શિખામણ મળી

તે દિવસોમાં શિવાજી છાપામાર યુદ્ધ કરી રહ્યા હતા. તેઓ એક રાત્રે થાકીને લોથપોથ થઈ ગયા અને એક ડોસીની ઝૂંપડીએ જઈ પહોંચ્યા. ભૂખથી વ્યાકુળ થયેલા શિવાજીએ કંઈક ખાવાનું માગ્યું. ડોસીના ઘરમાં કોદરી હતી. તેણે પ્રેમથી તે રાંધી અને શિવાજી સામે પતરાળામાં પીરસી. ભૂખથી વ્યાકુળ બનેલા શિવાજી જલદી જલદી ખાવા ગયા તેમાં આંગળીએ દાઝ્યા. ડોસી જોઈ રહી હતી. તેણે કહ્યું કે સિપાઈ, તું પણ શિવાજી જેવો મૂર્ખ છે. શિવાજી આ સાંભળીને ચોંક્યા. તેમણે ડોસીને પૂછ્યું કે માતા, મારી મૂર્ખતા બતાવો અને સાથે શિવાજીની મૂર્ખાઈ પણ જણાવો.

ડોસીને કહ્યું, "તેં ધાર પરની થોડીક ઠંડી કોદરી ખાવાના બદલે વચમાં જ હાથ નાખ્યો અને એના પરિણામે તું દાઝ્યો. આવી જ મૂર્ખાઈ શિવાજી પણ કરે છે. તે દૂરદૂર આવેલા નાના કિલ્લાઓને સહેલાઈથી જીતીને પોતાની શક્તિ વધારવાના બદલે સીધો મોટા કિલ્લા પર હુમલો કરે છે અને એના લીધે હારે છે." શિવાજીને પોતાની નિષ્ફળતાનું કારણ સમજાઈ ગયું. તેમણે એ ડોસીમાની શિખામણ માની અને પહેલાં નાના કિલ્લાઓને લક્ષ્ય બનાવી જીતવા માંડ્યા. એ નાની નાની સફળતાઓ મળવાથી તેમની શક્તિ વધી અને તેમને વિજય મળતો ગયો.

## વનસ્પતિ વિજ્ઞાનના જન્મદાતા -

# જગદીશચંદ્ર બોઝ

"શ્રીમાન બોઝે વનસ્પતિ વિજ્ઞાનનાં જે અમૂલ્ય તથ્યો સંસારને આપ્યાં છે એમાંના દરેક માટે વિજયસ્તંભની સ્થાપના કરવી યોગ્ય રહેશે." આ શબ્દો પ્રખ્યાત વૈજ્ઞાનિક આઈન્સ્ટાઈને વનસ્પતિ વિજ્ઞાનના જન્મદાતા સર જગદીશચંદ્ર બોઝ વિશે કહ્યા હતા.

વૈજ્ઞાનિક જગદીશચંદ્રનો જન્મ ૩૦ નવેમ્બર, ૧૮૫૮ના રોજ ઢાકા જિલ્લાના વિક્રમપુર ગામમાં થયો હતો. પિતાએ પોતાના પુત્રને શહેરની કોઈ મોટી નિશાળમાં ભણવા મોકલવાના બદલે ગામની શાળામાં જ ભણાવ્યો. ગામની નિશાળમાં જ તેમને સાચી માનવતાના પાઠ ભણવા મળ્યા તથા તેઓ પ્રકૃતિને પ્રેમ કરતાં શીખ્યા. જગદીશચંદ્ર ખૂબ જિજ્ઞાસુ હતા અને બચપણથી જ સાહસિક કાર્યો કરવામાં તેમને ખૂબ રસ હતો.

ગામની નિશાળમાં અભ્યાસ પૂરો કરીને કલકત્તાની સેન્ટ ઝેવિયર કૉલેજમાંથી તેમણે બી.એ.ની પરીક્ષા પાસ કરી. તેમની ઈચ્છા ઈંગ્લેન્ડ જઈને આઈ.સી.એસ.ની પરીક્ષા પાસ કરવાની હતી, પરંતુ તેમના પિતા તેમને સરકારી ઑફિસર બનાવવાના બદલે વિજ્ઞાનના ક્ષેત્રમાં આગળ વધારીને દેશસેવાને યોગ્ય બનાવવા ઈચ્છતા હતા. એના પરિણામે જગદીશચંદ્ર બોઝે ઈંગ્લેન્ડ જઈને લંડન વિશ્વવિદ્યાલયમાંથી બી.એસ.સી.ની પરીક્ષા પાસ કરી અને સ્વદેશ પાછા ફર્યા.

સ્વદેશ પાછા ફરતાં તેમને કલકત્તાની પ્રસિડેન્સી કોલેજમાં ભૌતિકશાસ્ત્રના પ્રોફેસર નીમવામાં આવ્યા. તે વખતે તેમની ઉંમર પચ્ચીસ વર્ષની હતી. તે જમાનામાં અંગ્રેજ અને ભારતીય પ્રાધ્યાપકોના પગારમાં ખૂબ ભેદભાવ રાખવામાં આવતો હતો. અંગ્રેજ પ્રાધ્યાપકને જેટલો પગાર મળે તેના ત્રીજા ભાગનો પગાર ભારતીય પ્રાધ્યાપકોને આપવામાં આવતો હતો. સ્વાભિમાની અને રાષ્ટ્રપ્રેમી જગદીશચંદ્રને આ નીતિ ખૂબ ખટકી. તેમણે તેની વિરુદ્ધ શાંત આંદોલન શરૂ કર્યું. પોતાનું ભણાવવાનું કાર્ય તેઓ નિયમિત રૂપે કરતા રહ્યા, પરંતુ ત્રણ વર્ષ સુધી તેમણે પગાર ના લીધો. તેમને ખૂબ આર્થિક મુશ્કેલી ભોગવવી પડી, છતાંય તેઓ ડગ્યા નહિ. અંતે તેમનો વિજય થયો. તેમને નિયુક્તિના દિવસથી ત્રણ વર્ષનો અંગ્રેજ પ્રાધ્યાપક જેટલો જ પગાર આપવામાં આવ્યો. પોતાનાં મર્યાદિત સાધનોથી નિરંતર પરિશ્રમ કરીને તેમણે વિજ્ઞાનજગતને ઘણુંબધું આપ્યું છે.

માર્કોની પહેલાં જ જગદીશચંદ્ર બોઝે કલકત્તાના કલેકટરની હાજરીમાં તાર વગર સંદેશો મોકલવાનો સફળ પ્રયોગ કરી બતાવ્યો હતો. ગુલામ દેશના નિવાસી હોવાના કારણે આપણું એ દુર્ભાગ્ય હતું કે આ શોધનું શ્રેય માર્કોનીને મળ્યું. એકવાર જગદીશચંદ્ર વિદ્યુતતરંગો વિશે સંશોધન

કરી રહ્યા હતા. તે વખતે તેમણે જોયું કે કેટલીક ધાતુઓમાં વિદ્યુતતરંગોના કારણે વારંવાર થાક પેદા થાય છે. થોડો આરામ કર્યા પછી યંત્ર ફરીથી પહેલાંની જેમ પોતાનું કાર્ય શરૂ કરી દે છે. આના પર વિચાર કરતાં કરતાં તેમણે શોધ કરી કે ભૌતિક કારણોની જેવી પ્રતિક્રિયા જીવોમાં થાય છે એવી જ પ્રતિક્રિયા ધાતુ વગેરે જડ વસ્તુઓમાં પણ થાય છે.

ડૉ. બોઝે આ બાબતને સિદ્ધ કરીને બતાવ્યું કે પ્રાણીજગતની જેમ જ વનસ્પતિજગત પણ ભૌતિક કારણોથી પ્રભાવિત થાય છે. તેઓ સૂતાં-જાગતાં અને ખાતાં-પીતાં સુખદુખનો અનુભવ કરે છે. તે માટે તેમણે કેટલાંક યંત્રો બનાવ્યાં. તેમણે છોડવાઓમાં થતા સૂક્ષ્મ આંતરિક પરિવર્તનની શોધ માટે રેઝોનન્ટ રેકોર્ડર નામનું યંત્ર બનાવ્યું. એ સાધનની મદદથી ડૉ. બોઝે શોધી કાઢ્યું કે છોડવાઓને પણ ઝટકો લાગે છે, થાક લાગે છે તથા ઊંઘ આવે છે. તેમની ઉપર ઝેરી પદાર્થોની અસર પણ થાય છે. ડૉ. બોઝે છોડવાઓની વૃદ્ધિને માપવા માટે ક્રેસ્કોગ્રાફ નામનું યંત્ર બનાવ્યું. છોડવાઓમાં ક્લોરોફિલ દ્વારા પોતાનું ભોજન પોતે જ તૈયાર કરવાની ક્રિયાની શોધ માટે તેમણે ફોટોસિન્થેટિક રેકોર્ડર નામનું મહત્ત્વનું સાધન પણ બનાવ્યું.

તેમની પ્રતિભાનું અંગ્રેજોએ ખૂબ સન્માન કર્યું. તેમને લંડનની રોયલ સોસાયટીના સભ્યપદથી સન્માનિત કરવામાં આવ્યા, પરંતુ તેમને સાચું સન્માન તો આપણે ભારતીયો વૈજ્ઞાનિક પ્રગતિમાં અગ્રેસર બનીને જ આપી શકીએ.

પ્રશ્નો -

૧. જગદીશચંદ્ર બોઝનો જન્મ ક્યાં અને ક્યારે થયો હતો ?

૨. લંડનથી પાછા ફર્યા પછી જગદીચંદ્રને કઈ કોલેજમાં પ્રાધ્યાપક બનાવવામાં આવ્યા ?

૩. ડૉ. બોઝે કયા વિષયમાં સંશોધન કર્યું અને શું સિદ્ધ કરી બતાવ્યું ?

૪. ડૉ. બોઝને અંગ્રેજોએ કઈ રીતે સન્માનિત કર્યા ?

૫. શું તમે ડૉ. બોઝના વિચારો સાથે સંમત છો ? તમે છોડ તથા વૃક્ષો સાથે કેવો વ્યવહાર કરશો ?

**આજે લોકોને નૈતિક મૂલ્યો પરથી વિશ્વાસ ઊઠી ગયો છે, પરિણામે બધે જ અશાંતિ અને અવ્યવસ્થા છવાઈ ગઈ છે. નારીને પ્રાથમિકતા આપવી તે પરિવાર અને સમાજ પર તથા નૈતિક મૂલ્યો પર શ્રદ્ધા તથા આસ્થા પેદા કરવા બરાબર છે. એનાથી સમાજના વાતાવરણને શ્રેષ્ઠ અને સ્વર્ગીય બનાવી શકાશે.**

- વાઙ્મય ૨૧/૨.૮૩

# ગાયનું દૂધ આરોગ્યવર્ધક



પશુઓમાં ગાયને સૌથી વધારે ઉપયોગી માનવામાં આવી છે કારણ કે -

૧. ગાયનાં નરમાદા બંને સમાન રીતે ઉપયોગી છે.

૨. નાનાં ખેતરો ખેડવા માટે બળદ કરતાં વધારે સારું સાધન બીજું કોઈ નથી.

૩. ગૌમૂત્રનો જંતુનાશક રસાયણ તરીકે ઉપયોગ કરી શકાય છે.

૪. ગાયનાં દૂધ, દહીં, ઘી, મૂત્ર, છાણ વગેરેનો ઉપયોગ આયુર્વેદિક ઔષધી તરીકે થાય છે.

૫. ગાયનું દૂધ સ્વાસ્થ્ય માટે ખૂબ ગુણકારી અને સર્વોત્તમ છે.

દૂધમાં ચરબી જોવાના ભ્રમના કારણે લોકોએ ગાયના બદલે ભેંસો પાળવાનું શરૂ થયું. આનાથી ઊલટું, દુનિયાના સમૃદ્ધ અને પ્રગતિશીલ દેશો જેવા કે અમેરિકા, રશિયા, ડેન્માર્ક, સ્વીટ્ઝરલેન્ડ વગેરે ગાયો પાળે છે. કેટલાક દેશોમાં તો ભેંસ જોવા જ નથી મળતી. જે શ્રેષ્ઠ ગુણોના કારણે ગાયનું દૂધ આખા વિશ્વમાં આરોગ્ય માટે શ્રેષ્ઠ ગણાય છે તેનાં કારણો નીચે પ્રમાણે છે -

૧. આહારશાસ્ત્રીઓએ ગાયના દૂધને સંપૂર્ણ ખોરાક ગણ્યો છે. જો માણસ ખોરાક તરીકે ફક્ત ગાયના દૂધનું સેવન કરે તો તેને શરીર માટે જરૂરી બધાં તત્ત્વો મળી જાય છે. એમાં પ્રોટીન ૦.૯૪, ચરબી ૧.૦૯, ક્ષારો ૧.૬, ચારેય જીવનરક્ષક વિટામિનો ૧.૨૫ હોય છે. ગાયના દૂધમાંથી ચાર ઈંડાં અને ૨૫૦ ગ્રામ માંસમાંથી પ્રાપ્ત થાય તેના કરતાં પણ વધારે શક્તિ મળે છે.

૨. ભેંસના દૂધમાં ચરબી વધારે હોવાના કારણે તે પચવામાં ભારે હોય છે, આથી તે બાળકો, સ્ત્રીઓ, વૃદ્ધો તથા રોગીઓને પોષણ આપવાને બદલે નુકસાન કરે છે. તે કોલેસ્ટ્રોલ વધારે છે. એના કારણે હૃદયરોગ થાય છે, જ્યારે ગાયના દૂધમાંથી મળતી ચરબી શરીરને અનુકૂળ હોય છે અને તે પાચનક્રિયામાં મદદ કરે છે.

૩. નવજાત બાળક માટે માના દૂધનો વિકલ્પ ફક્ત ગાયનું દૂધ જ છે કારણ કે ગાયના દૂધમાં ક્ષારો તથા પાચક રસો પૂરતા પ્રમાણમાં હોય છે. માના દૂધની જેમ જ ગાયનું દૂધ પોષક હોવાના કારણે તેને ગૌમાતા કહેવામાં આવે છે.

૪. ગાયના દૂધમાંથી મળતું પ્રોટીન ઉત્તમ કક્ષાનું હોય છે. તે શરીરના વિકાસ તથા તૂટફૂટ માટે અત્યંત જરૂરી છે. ગાયના દૂધમાં એકવીસ પ્રકારના એમિનો એસિડ જોવા મળે છે. તે પ્રોટીનને વધારે ગુણકારી બનાવે છે.

૫. દૂધની ઉપયોગિતા તથા શ્રેષ્ઠતાનો આધાર ચરબી નથી, પરંતુ તેમાં રહેલા ખનીજક્ષારો તથા રાસાયણિક તત્ત્વો છે. ગાયના દૂધમાં ઘણાં શક્તિવર્ધક તત્ત્વો હોય છે. મુખ્યત્વે તેમાં એન્ઝાઈમ

પેરિવિક્ટેજ, રિટક્ટેડ, લાઈપેઝ, ગેટાલેઝ વગેરે છે. વિટામિન એ-૧, કેરોટિન ડી-ઈ, ટોકોફેરાલ, વિટામિન બી-૧, બી-૨, બી-૩, બી-૪ તથા વિટામિન-સી હોય છે.

૬. ગાયનું દૂધ માત્ર ખોરાક નથી, પરંતુ આયુર્વેદમાં તેને પ્રકૃતિએ આપેલું રસાયણ માનવામાં આવે છે. તે દુર્બળ લોકો તથા રોગીઓને નવજીવન આપે છે. લોહીની ઊણપ, સંગ્રહણી, પાંડુરોગ, પિત્ત, ક્ષયરોગ વગેરેમાં ઔષધીની સાથે સાથે પથ્યના રૂપમાં દૂધનું સેવન કરવાથી જલદી લાભ થાય છે. તે કફ, વાત તથા પિત્તથી થતા રોગોનું શમન કરે છે. બળ તથા આરોગ્ય વધારવામાં ગાયના દૂધને અનુપમ માનવામાં આવ્યું છે. કાળી ગાયનું દૂધ વાતનાશક અને વધારે ગુણવાળું હોય છે. પીળી(લાલાશ પડતો પીળો) ગાયનું દૂધ પિત્ત અને વાતનો નાશ કરે છે. સફેદ ગાયનું દૂધ કફને ઓછો કરનાર તથા થોડું ભારે હોય છે. લાલ અને કાબરચીતરી ગાયનું દૂધ વાતનો નાશ કરે છે. બાખડી ગાયનું દૂધ ત્રણેય દોષોને દૂર કરે છે તથા તે તૃપ્તિકારક અને બળ આપનારું હોય છે. આનાથી ઊલટું, ભેંસનું દૂધ ભારે, ઊંઘ વધારનાર અને કફકારક હોય છે.

૭. ડૉ. પીપલ્સે ગાયના દૂધનાં પરીક્ષણો કરીને જાણ્યું છે કે જો ગાય કોઈ ઝેરી પદાર્થ ખાઈ જાય તો પણ તેના દૂધમાં તેની અસર થતી નથી કારણ કે તેના શરીરમાં સામાન્ય ઝેરને પચાવી નાખવાની પૂરી શક્તિ છે. બીજાં પ્રાણીઓના દૂધમાં આવી શક્તિ હોતી નથી. ડૉ. પીપલ્સના આ સંશોધનને ન્યુયોર્કના વૈજ્ઞાનિકોએ પણ સમર્થન આપ્યું છે.

૮. ગાય સ્વભાવથી સંવેદનશીલ હોય છે. તેના શરીર પર જો માખી બેસે તો પણ તે ચામડી ધ્રુજાવીને તેને ઉડાડી મૂકે છે. ગાયનું દૂધ શારીરિક તથા માનસિક સ્વાસ્થ્ય વધારનારું છે.

ઉપરનાં તથ્યો જોતાં નિષ્કર્ષ નીકળે છે કે ગાયનું દૂધ ઉપરની બધી વિશેષતાઓથી યુક્ત હોવાના કારણે સૌથી વધારે ઉપયોગી છે. આપણી ભારતીય સંસ્કૃતિનાં પાંચ તત્ત્વો ગંગા, ગાયત્રી, ગીતા તથા ગુરુની સાથે ગાયને પણ પૂજનીય માનવામાં આવી છે. બીજાં પ્રાણીઓના દૂધના બદલે ગાયના દૂધને જ ઉપયોગી માનવામાં આવ્યું છે કારણ કે જે રીતે માતાના દૂધની સાથે તેના સંસ્કાર બાળકમાં આવે છે એ જ રીતે ગાયના સંસ્કાર તેનું દૂધ પીનાર લોકોમાં પણ અવશ્ય આવે છે.

**પ્રશ્નો -**

૧. આરોગ્યવૃદ્ધિ માટે સૌથી સારું દૂધ કયા પ્રાણીનું ગણાય છે ?

૨. ગાયના દૂધમાં કેટલા પ્રકારનાં શક્તિવર્ધક તત્ત્વો જોવા મળે છે ?

# ભારતનું હૃદય, કળા, સંસ્કૃતિ તથા પર્યટનનું પ્રસિદ્ધ કેન્દ્ર -

# મધ્યપ્રદેશ

ભારતીય સંસ્કૃતિનું એક અદ્દ્ભુત રૂપ મધ્યપ્રદેશમાં જોવા મળે છે. મધ્યપ્રદેશમાં વાસ્તુકલા, ભીંતચિત્રો તથા પથ્થરની ઈમારતોના અનેક નમૂના છે. તેમના પથ્થરો પર ભૂતકાળનો ઈતિહાસ આજે પણ જીવંત છે. ભોપાલની પાસે 'ભીમબેઠકા'ને પુરાતત્ત્વની દૃષ્ટિએ વિશ્વની અમાનત માનવામાં આવે છે. ખજૂરાહો તથા ઓરછાનાં વિશ્વપ્રસિદ્ધ પુરાતત્ત્વીય મંદિરો, ઉજ્જૈનનું મહાકાલેશ્વર મંદિર, સાંચીનો પ્રાચીન બૌદ્ધસ્તૂપ, ગ્વાલિયરનો ભવ્ય કિલ્લો તથા ગુજરી મહેલ, માંડુનો કિલ્લો, તે ઉપરાંત ભેડાઘાટનો જળધોધ, પંચમઢીની પાંડવોની ગુફાઓ તથા બીજાં જોવાલાયક સ્થળો છે. રાજધાની ભોપાલ વિશાળ તળાવ માટે પ્રસિદ્ધ છે.

પ્રકૃતિએ મધ્યપ્રદેશને સુંદર સ્થળ બનાવવામાં ખૂબ ઉદારતા રાખી છે. નર્મદા તથા સોન નદીઓનું ઉદ્દ્ગમસ્થળ અમરકંટક પ્રાચીનકાળમાં ઋષિમુનિઓની તપોભૂમિ હતું અને આજે તે સહેલાણીઓના આકર્ષણનું કેન્દ્ર છે. જબલપુરની નજીક આરસપહાણના ખડકો, કાન્હા અભયારણ્ય, બાંધવગઢ, પંચમઢી, રામવન (સતના) વગેરે જોવાલાયક સ્થળો છે. ચિત્રકૂટનું નામ લેતાં જ ભગવાન રામનો વનવાસ યાદ આવી જાય છે. ત્યાંનો કણેકણ આજે પણ રામમય છે.

મધ્યપ્રદેશમાં સમ્રાટ વિક્રમાદિત્ય, મહાકવિ કાલિદાસ, બાણભટ્ટ, વરાહમિહિર, રાજા ભોજ, સંગીત સમ્રાટ તાનસેન, મહાન ક્રાંતિકારી ચંદ્રશેખર આઝાદ વગેરે પેદા થયા છે. માળવાની રાણી અહલ્યાબાઈનો મહેશ્વર કિલ્લો, રાણી દુર્ગાવતીનો ગઢમંડલા કિલ્લો, ગ્વાલિયરના કિલ્લાની નજીક મહારાણી લક્ષ્મીબાઈના સમાધિસ્થળે બનેલી મૂર્તિએ નારીને શ્રદ્ધા તથા પૂજાને પાત્ર બનાવી દીધી છે.

**ઓમકારેશ્વર** - એક જ સ્થળે બાર જ્યોતિર્લિંગોમાંથી બેની સ્થાપના છે. એકને ઓમકારેશ્વર તથા બીજાને અમલેશ્વર કહે છે. નર્મદાની વચ્ચે માંધાતા ટાપુ તથા દેવાલયનું ક્ષેત્ર લગભગ બે કિ.મી. છે. કહેવાય છે કે આ ટાપુ પર રાજા માંધાતાએ તપ કર્યું હતું. શિવલિંગ અણઘડ છે. છીણી હથોડીથી તેને સુંદર રીતે ઘડવામાં આવ્યું નથી. આજુબાજુ સોથી પણ વધારે નાનાં મોટાં શિવલિંગોની સ્થાપના કરવામાં આવી છે અને તે બધાંનાં

નાનાં મોટાં મંદિર તથા જુદાં જુદાં નામ છે. ત્રણ દિવસની પાંચ કોશની પરિક્રમામાં એ બધાંનાં દર્શન થઈ જાય છે. નજીકમાં સીતાવાટિકા છે. ત્યાં મહર્ષિ વાલ્મીકિનો આશ્રમ હતો. સીતાજી ત્યાં રહેતાં હતાં એવું કહેવાય છે.

**અમરકંટક** - નર્મદાને પવિત્ર નદી માનવામાં આવે છે. તે અમરકંટકમાં આવેલા એક કુંડમાંથી નીકળે છે. તેને પાકો બનાવી દેવામાં આવ્યો છે. તેના અગિયાર ખૂણા છે. તેમાં ઊતરવા માટે ચારેય બાજુ પગથિયાં છે. તે વિસ્તારમાં ફેલાયેલી પર્વતમાળાને મૈકલ પર્વત કહે છે. તેના પર વ્યાસ, ભૃગુ, કપિલ વગેરે ઋષિઓએ તપ કર્યું હતું. રાજા મૈકલે તે પ્રદેશને સુવિકસિત કરવા માટે વિશેષ પ્રયત્નો કર્યા હતા, તેથી તેમના નામ પરથી તે પર્વતમાળાનું નામ મૈકલ પડ્યું. નર્મદાજીના મુખ્ય મંદિર ઉપરાંત બીજાં પંદર નાનાં મોટાં મંદિરો છે. આ સ્થળે માર્કંડેય તથા ભૃગુ ઋષિના આશ્રમો પણ હતા. ગોરખનાથના ગુરુ મત્સ્યેન્દ્રનાથ અને કબીરદાસે પણ ત્યાં નિવાસ કર્યો હતો. ત્યાં તેમની સ્મૃતિઓ પણ છે. કપિલધારા, દૂધધારા, ભૃગુકમંડળ વગેરે નાના પરંતુ આકર્ષક ધોધ છે.



**ખજૂરાહો** - તે મધ્યપ્રદેશનું એક મુખ્ય શહેર છે. તે પ્રાચીન તથા મધ્યકાલીન મંદિરો માટે વિશ્વવિખ્યાત છે. તે મધ્યપ્રદેશના છતરપુર જિલ્લામાં આવેલું છે. ખજૂરાહોને પ્રાચીનકાળમાં ખજૂરપુરા અને ખજૂરવાહિકાના નામે પણ ઓળખવામાં આવતું હતું. ત્યાં ઘણાં પ્રાચીન હિંદુ અને જૈન મંદિરો છે. મંદિરોનું શહેર ખજૂરાહો આખા વિશ્વમાં વળેલા પથ્થરોથી બનાવેલાં મંદિરોના કારણે પ્રખ્યાત છે. તે આપણા દેશનાં સર્વોત્કૃષ્ટ મધ્યકાલીન સ્મારકો છે. ભારત ઉપરાંત આખી દુનિયામાંથી પ્રવાસીઓ તે સૌંદર્યનાં પ્રતીકોને જોવા માટે નિરંતર આવતા રહે છે. હિંદુ કળા અને સંસ્કૃતિને શિલ્પીઓએ મધ્યકાળનાં તે મંદિરોમાં કંડારી હતી.

**સાંચી** - મધ્યપ્રદેશમાં વિદિશાથી દસ કિ.મી. દૂર સાંચી આવેલું છે. ત્યાં લગભગ ત્રણસો ફૂટ ઊંચી ટેકરી પર અશોકના સમયથી માંડીને નવમી સદી સુધી લગભગ બારસો વર્ષો દરમિયાન જુદાં જુદાં બૌદ્ધ સ્મારકો, વિહારો વગેરેનું નિર્માણ થતું રહ્યું. ત્યાં ત્રણ સ્તૂપો મુખ્ય છે. તેમાંથી પહેલા નંબરના સ્તૂપની કલા સૌથી વધારે પ્રખ્યાત છે. ત્યાં એક સરોવર છે. તેનાં પગથિયાં બુદ્ધના સમયનાં છે એવું કહેવાય છે. જો કે તે સ્થળનો ગૌતમ બુદ્ધના પારંપરિક ઈતિહાસ સાથે કોઈ સીધો સંબંધ નહોતો. અશોકનો પુત્ર મહેન્દ્ર જ્યારે શ્રીલંકા તરફ ધર્મપ્રચાર કરવા જઈ રહ્યો હતો ત્યારે ત્યાં રોકાયો હતો.

ઉજ્જૈન - મધ્યપ્રદેશમાં ક્ષિપ્રા નદીના કિનારે વસેલા નગર ઉજ્જયિનીને અવંતિકા પણ કહેવામાં આવતું હતું. જ્યોતિષશાસ્ત્ર પ્રમાણે દેશાંતર શૂન્ય રેખા ત્યાંથી શરૂ થાય છે, તેથી તેને પૃથ્વીનો નાભિપ્રદેશ કહેવામાં આવે છે. બાર જ્યોતિર્લિંગોમાંનું મહાકાલનું લિંગ અહીં છે. તે મહાકાલેશ્વર તરીકે ઓળખાય છે. પ્રાચીન એકાવન શક્તિપીઠોમાંની એક પીઠ પણ અહીં છે. અહીં સતીનું કર્પૂર પડ્યું.

તે સપ્તપુરીઓમાંની એક છે. અહીંનાં જોવાલાયક સ્થળોમાં મહાકાળનું મંદિર, સાંદીપનિ ઋષિનો આશ્રમ વગેરે છે. તે ક્ષિપ્રા નદીના કિનારે આવેલો છે. ત્યાં કૃષ્ણ અને સુદામા ભણ્યા હતા. ભર્તૃહરિએ તપ કર્યું હતું તે ગુફા પણ ત્યાં છે. આ ક્ષેત્રમાં અઠ્ઠાવીસ તીર્થો, બાર યાત્રામાર્ગો, સાત સાગરો, આઠ ભૈરવ, અગિયાર રુદ્રો તથા નવદુર્ગાઓનાં જુદાં જુદાં સ્થળે મંદિરો આવેલાં છે. અહીં કેટલીય પરિક્રમા યાત્રાઓ નીકળે છે. સંપ્રદાયભેદથી તેમના સમય અને માર્ગો પણ જુદા જુદા હોય છે. ઉજ્જૈનના પાવન તીર્થમાં મહાકુંભોમાંથી એક મહાકુંભ બાર વર્ષ પછી ભરાય છે. તેમાં લોકો પવિત્ર ક્ષિપ્રા નદીમાં સ્નાન કરીને મહાકાળ શિવની પૂજાઅર્ચના કરે છે.

પ્રશ્નો - ૧. મધ્યપ્રદેશનાં પ્રસિદ્ધ તીર્થોનાં નામ લખો.

૨. મહાકુંભ મેળો ક્યાં ભરાય છે અને કેટલાં વર્ષ પછી ભરાય છે ?

૩. બાર જ્યોતિર્લિંગોમાંથી મધ્યપ્રદેશમાં કયા સ્થળે જ્યોતિર્લિંગ આવેલું છે ?

## અનીતિથી કમાયેલા ધનનાં ખરાબ પરિણામો

ભાઈઓ, પૌરાણિક કથાઓથી આપણો ઈતિહાસ ભરેલો છે કે અનાચાર, અનીતિ તથા અત્યાચારથી કમાયેલું ધન પતન, અકાળ મૃત્યુ તથા અપયશનું કારણ બને છે. હિરણ્યકશ્યપ, રાવણ, કંસ જેવા ભયંકર દૈત્યો તેનાં ઉદાહરણ છે. ભારતની ધનસંપત્તિ લૂંટીને લઈ જનાર સિકંદરનું રસ્તામાં જ રિબાઈ રિબાઈને મૃત્યુ થયું.

કર્મનું ફળ આજે નહિ તો કાલે ભોગવવું જ પડે છે. એ સૃષ્ટિનો શાશ્વત નિયમ છે. મિત્રો, ગંભીરતાથી વિચાર કરો કે શું અનાચાર તથા અત્યાચાર કરીને મેળવેલા ધનથી કોઈ સુખી થઈ શક્યું છે ખરું ? હંમેશાં તેમને રાજદંડનો ભય, ચોરીલૂંટફાટનો ભય, હત્યા થઈ જવાનો ભય એમ ચારેય બાજુ ભય જ રહે છે. પછી બતાવો કે અનીતિથી ભ્રષ્ટ રીતે મેળવેલું, શોષણ તથા અન્યાયથી ડરાવી ધમકાવીને, અપહરણ કરીને કે મારી નાખવાનો ભય બતાવીને કમાયેલું ધન શું કોઈને જીવનમાં શાંતિ આપી શકે ખરું ? એવા લોકોને મર્યા પછી પણ શાંતિ મળતી નથી.

## તન, મન, ધનને બરબાદીથી બચાવવાં હોય તો

# નશાથી સાવધાન

મહાત્મા ગાંધીજીએ કહ્યું છે, "દારૂ, તમાકુ અને બીજા માદક પદાર્થો સ્વાસ્થ્યના મોટા શત્રુ છે. તે માણસને શારીરિક, માનસિક, આર્થિક તથા નૈતિક દૃષ્ટિએ બરબાદ કરી દે છે."

તમે લોકોને બીડી, સિગારેટ, હુક્કો, ચલમ પીતાં તથા ગુટકા, તમાકુ, જરદા વગેરે ચાવતાં જોયાં હશે. કેટલાક લોકો દારૂ પીને લડાઈઝઘડા, મારપીટ તથા ગાળાગાળી કરે છે. તેના પરિણામે ઘરવાળાઓ બધી રીતે દુખી થઈ જાય છે. શું તમે જાણો છો કે તમાકુ (બીડી, સિગારેટ, ગુટકા, છીંકણી)નું સેવન કરવાથી થતા રોગોના કારણે દુનિયામાં દર વર્ષે સિત્તેર લાખ કરતાં પણ વધારે લોકો મરે છે. ભારતમાં તમાકુના સેવનથી થતા રોગોના કારણે દર વર્ષે દસ લાખ કરતાંય વધારે લોકો મોતનો શિકાર બને છે.

તમાકુના સેવનથી હાર્ટએટેક, ધમનીના રોગ, ફેફસાંનું કેન્સર, મોં, હોઠ, જીભ, ગળું વગેરેનું કેન્સર થાય છે. આ ઉપરાંત શરીરનાં બીજાં અંગો પણ રોગિષ્ઠ બની જાય છે.

ધૂમ્રપાન કરનાર પોતાને જ નુકસાન નથી પહોંચાડતો, પરંતુ આજુબાજુના લોકોના શ્વાસમાં તેણે બહાર કાઢેલો ધુમાડો જવાથી પીનાર જેટલું જ નુકસાન તેમને પણ થાય છે. આવા પરોક્ષ ધૂમ્રપાનના કારણે પણ બીમારીઓ થાય છે. આ કારણે ભારત સરકારે સાર્વજનિક સ્થળોમાં ધૂમ્રપાન કરવાને દંડનીય ગુનો જાહેર કર્યો છે. તેની અંતર્ગત દંડ તથા જેલની સજા પણ થઈ શકે છે.

દારૂ પીવાથી માણસનું શરીર, મન તથા બુદ્ધિ બીમાર થઈ જાય છે. તેનું મગજ બરાબર કામ કરી શકતું નથી. દારૂ પીવાથી માણસનું લીવર ખલાસ થઈ જાય છે અને કેન્સર પણ થઈ શકે છે. મોં, ગળું, અન્નનળી વગેરેનું કેન્સર તથા પેટની બીજી બીમારીઓ થાય છે. દારૂ પીને વાહન ચલાવવાથી દુર્ઘટનાઓ થાય છે. માણસ દારૂ પીધા પછી અનેક જાતના અપરાધો કરે છે.

દારૂડિયાનું કુટુંબ બધી જ રીતે દુખી તથા લાચાર થઈ જાય છે. નશો કરનાર પોતાનો, કુટુંબનો, સમાજનો તથા દેશનો દુશ્મન હોય છે. તેને લોકો ધિક્કારે છે. આથી આપણે કોઈ પણ પ્રકારના નશાથી દૂર રહેવું જોઈએ અને બીજાઓને પણ બચાવવા જોઈએ.

આધુનિક સભ્યતાના નામે તમાકુ ખૂબ નુકસાનકારક હોવા છતાં લોકો તેનો ઉપયોગ કરે છે. તેને એક મોટું કલંક જ કહેવું જોઈએ. નશાખોરી દિવસે દિવસે વધતી જાય છે. ધૂમ્રપાનની ખરાબ ટેવ આખી દુનિયામાં ફેલાઈ ગઈ છે. તેને જોઈને ચિકિત્સકો, વૈજ્ઞાનિકો તથા વિચારકો ચિંતિત થઈ ગયા છે. જો માનવજાતને એ વ્યસનમાંથી બચાવવામાં નહિ આવે તો ધૂમ્રપાનનું તે ઝેર માનવજાતિને રોગિષ્ઠ તથા અલ્પાયુ બનાવી દેશે.

તમાકુમાં અઢાર પ્રકારનાં ઝેર જોવા મળે છે. તેમાં પ્રુસિક એસિડ, પાયરોડિન, પાયકોલિન વગેરે મુખ્ય છે. એ બધામાં સૌથી ભયંકર નિકોટિન છે. એક પાઉન્ડ તમાકુમાં ૩૫૦ ગ્રેન નિકોટિન હોય છે. પ્રયોગ કરીને જોવામાં આવ્યું છે કે એક દશાંશ ગ્રેન નિકોટિન પણ આપણા શરીર પર ખૂબ ખરાબ અસર કરે છે. તે ઝેરની એક ગ્રેન માત્રાથી કૂતરું થોડીક મિનિટોમાં જ મરી જાય છે. મનુષ્યને મરવા માટે પણ એકથી દોઢ ગ્રેન નિકોટિન પૂરતું છે.

**જુદા જુદા ધર્મજ્ઞાતાઓના મતે વ્યસનોનું પરિણામ -**

ડૉ.ઈસ્ટવેન્સ લખે છે કે "તમાકુના સેવનથી ધારણા, ધ્યાન અને યાદશક્તિ દુર્બળ થઈ જાય છે."

ડૉ. કેલનના મતે "તમાકુનો ઉપયોગ કરવાથી વૃદ્ધાવસ્થા પહેલાં જ માણસની યાદશક્તિ તથા જ્ઞાન ઘટી જાય છે. તમાકુના વ્યસનની સાથે સાથે દુનિયામાં પાગલોની સંખ્યા પણ વધી રહી છે."

વેદોમાં મદ્યપાનને એક મહાપાતક ગણવામાં આવ્યું છે.

મનુસ્મૃતિમાં વ્યસન કરનાર લોકોને એક વર્ષ સુધી કઠોર પ્રાયશ્ચિત્ત કરીને તે પાપથી દૂર રહેવાની સલાહ આપવામાં આવી છે.

બૌદ્ધધર્મમાં ગણાવેલાં ચાર મહાપાપોમાં મદ્યપાન પણ એક છે.

કુરાનના પારા ૭ સૂરત માયદા રૂક - ૧ માં કહ્યું છે, "હે ઈમાનવાળાઓ, દારૂ તથા બીજી નશીલી ચીજો હરામ છે. એ શેતાની ચીજોથી હંમેશાં દૂર રહો."

બાઈબલનું કથન છે, "અંતે નશાખોરોની શેતાનની જેમ દુર્ગતિ થશે. જે નશો કરશે તે ખુશ નહિ રહી શકે."

**પ્રશ્નો -**

૧. નશીલી વસ્તુઓના સેવનથી થતું નુકસાન જણાવો.

૨. વ્યસન કોને કહે છે ?

૩. તમાકુના સેવનથી થતી અસરો જણાવો.

૪. બાઈબલમાં નશા વિશે શું કહ્યું છે ?

## ભાઈચારાનો સંદેશવાહક -

# ઈસ્લામ ધર્મ

**ઈસ્લામનો ધાર્મિક આધાર** - ઈસ્લામ ધર્મના સ્થાપક હજરત મહમ્મદ સાહેબ હતા. એ ધર્મનો વિકાસ સાતમી સદીમાં અરબસ્તાનમાં થયો. ઈસ્લામનો શાબ્દિક અર્થ છે - ઈશ્વર પ્રત્યે સમર્પણ અર્થાત્ ધાર્મિક આત્મસમર્પણનો ઉપદેશ આપવો. તેના પાંચ્ ધાર્મિક આધાર છે, જે નીચે પ્રમાણે છે -

**૧. મતનું ઉચ્ચારણ** - ઈસ્લામનો પહેલો આધાર તેનું ધાર્મિક ઉચ્ચારણ છે. દરેક ધર્મમાં કેટલીક પ્રક્રિયાઓ હોય છે. તેમનું સ્પષ્ટીકરણ જુદા જુદા રૂપે કરવામાં આવે છે. આની અભિવ્યક્તિ ફક્ત એક વાક્યમાં કરવામાં આવે છે - **લા ઈલાહ ઈલ્લલ્લાહ મુહમ્મદ રસૂલલ્લાહી** । અલ્લાહ સિવાય બીજો કોઈ ઈશ્વર નથી તથા મહમ્મદ તેના દેવદૂત છે.

**૨. નમાજ** - ઈસ્લામનું બીજું ચરણ નમાજ પઢવી તે છે. દરેક મુસલમાને દરરોજ નમાજ પઢવી જોઈએ. એમ ન કરનાર પાપનો ભાગીદાર બને છે. ઈસ્લામમાં સામૂહિક નમાજનું બહુ મહત્ત્વ છે. શુક્રવારને પવિત્ર દિવસ માનવામાં આવે છે.

**૩. જકાત** - ખેરાત આ ધર્મનો ત્રીજો નિયમ છે. દરેક મુસલમાનનું કર્તવ્ય છે કે તે પોતાની આવકનો એક અંશ દાનના રૂપમાં નિયમિત રૂપે કાઢતો રહે. કુરાનમાં દાનની મહત્તા બતાવતાં કહ્યું છે કે "જ્યાં સુધી તમારી પ્રિય વસ્તુમાંથી ખર્ચ નહિ કરો ત્યાં સુધી પુણ્ય મેળવી નહિ શકો."

**૪. રમજાન મહિનામાં ઉપવાસ કરવા** - આ ધર્મમાં રમજાન મહિનાને પવિત્ર માસ માનવામાં આવે છે કારણ કે તે મહિનામાં સ્પષ્ટ માર્ગ બતાવનાર માનવશિક્ષક કુરાન મહમ્મદ સાહેબની પાસે ઉતારવામાં આવ્યું હતું, તેથી રમજાનમાં રોજા રાખવાનું ખૂબ મહત્ત્વ બતાવવામાં આવ્યું છે. ઉપવાસ રાખવાથી ગરીબો અને ભૂખ્યા લોકો પ્રત્યે કરુણા અને સહાનુભૂતિનો ભાવ પેદા થાય છે.

**૫. હજ કરવી** - મુસલમાનનું છેલ્લું ધાર્મિક કર્તવ્ય હજ કરવાનું છે. હિન્દુઓની જેમ આ ધર્મમાં પણ તીર્થયાત્રાને જરૂરી અંગ માનવામાં આવ્યું છે. દરેક મુસલમાને જીવનમાં ઓછામાં ઓછું એક વાર હજ કરવા માટે મક્કા જવું જોઈએ. કાબા અરબનું પ્રાચીન મંદિર મક્કામાં હતું. તેને તોડીને એક પથ્થરના રૂપમાં સ્થાપિત કરવામાં આવ્યું છે. તેને ચુંબન કરવું તે દરેક હજયાત્રીનું ધાર્મિક કર્તવ્ય છે.

## ઈસ્લામ ધર્મમાં આચાર વિચાર અર્થાત્ નૈતિક શિક્ષણ

ઈસ્લામ ધર્મના નૈતિક વિચારોનો સમાવેશ કુરાનમાં છે. અર્થાત્ નૈતિકતાનો ચરમ માપદંડ કુરાન જ છે કારણ કે તેમાં ઈશ્વરનો આદેશ રહેલો છે. કુરાનમાં અમુક કર્મો કરવાનો આદેશ આપ્યો છે અને અનુચિત કર્મોનો નિષેધ ફરમાવ્યો છે. આ રીતે ઉચિત કે અનુચિતનો આધાર કુરાનના આદેશો પર રહેલો છે. પ્રો.ખગેન્દ્રનાથ મિત્રની આ પંક્તિઓ આ સંદર્ભમાં ઉલ્લેખનીય છે - "ઈસ્લામ અનુસાર કુરાનમાં જણાવેલા નિયમો અને આદેશોના નિષેધને પાપ માનવામાં આવ્યું છે અને તે આદેશોનું પાલન કરવું એ સદ્‌ગુણ છે."

ઈસ્લામમાં ફક્ત આદેશોનું જ વર્ણન કરવામાં આવ્યું નથી, પરંતુ સદ્‌ગુણો અને દુર્ગુણોનું સ્પષ્ટ વિવેચન કરવામાં આવ્યું છે. શુદ્ધતા અર્થાત્ પવિત્રતા, ઈમાનદારી, મિત્રતા, સ્વચ્છતા, ક્ષમા, સહાનુભૂતિ, ન્યાય, પ્રેમ, કરુણા, દાન, નમ્રતા, સચ્ચાઈ, મર્યાદા, કૃતજ્ઞતા, સાહસ, ધીરજ, ભલાઈ વગેરેને ધર્મ કહેવામાં આવ્યો છે. લોભ, ચાડીચુગલી, લાંચરુશવત, છેતરપિંડી, જૂઠું બોલવું, અભિમાન, ઈર્ષ્યા, અપયશ, આત્મહત્યા, ઉડાઉપણું, કંજૂસાઈ વગેરેને અધર્મ કહેવામાં આવ્યો છે.

આ ઉપરાંત વ્યાજ લેવું તેને મહાપાપ માનવામાં આવ્યું છે. જુગાર રમવો તેને પાપ કહ્યું છે અને શરાબનો નિષેધ કરવામાં આવ્યો છે.

મહમ્મદ સાહેબ અને તેમના શિષ્યો વચ્ચેનો વાર્તાલાપ મળે છે. એનાથી તેમના નૈતિક વિચારો સ્પષ્ટ થાય છે. એક વખતે એક શિષ્યે મહમ્મદ સાહેબને પૂછ્યું કે કેવો મનુષ્ય શ્રેષ્ઠ છે ? ત્યારે તેમણે જવાબ આપ્યો કે જેનું હૃદય નિર્મળ હોય અને જે સત્ય બોલે છે તે મનુષ્ય શ્રેષ્ઠ છે. પછી શિષ્યોએ પૂછ્યું કે નિર્મળ હૃદયવાળો માણસ કોને કહેવાય ? દેવદૂતે જવાબ આપ્યો કે જે પવિત્ર હોય, ધર્માત્મા હોય, જેનામાં પાપ, દોષો, અસંતોષ તથા ઈર્ષ્યા ના હોય તે માણસ નિર્મળ હૃદયવાળો છે. એકવાર પયગંબરે શિષ્યોને પ્રશ્ન પૂછ્યો કે તમે કેવા માણસને શક્તિશાળી માનો છો ? શિષ્યોએ જવાબ આપ્યો કે જે બીજાને પરાજિત કરે છે તે શક્તિશાળી છે. પયગંબરે તેનું ખંડન કરતાં કહ્યું કે જે પોતાના ક્રોધ પર વિજય મેળવે છે તે શક્તિશાળી છે. આ માનવતાવાદી સંદેશ જ વિશ્વશાંતિ તથા પ્રેમનું પ્રતીક છે.

**પ્રશ્નો -**

૧. નમાજનો મતલબ શો છે ?

૨. ઈસ્લામનું અંતિમ ધાર્મિક કર્તવ્ય કયું છે ?

૩. કુરાનની વિશેષતા જણાવો.

૪. ઈસ્લામ ધર્મે કોને મહાપાપ ગણ્યું છે તથા તેનો નિષેધ કર્યો છે ?

# આદર્શ વીરાંગના રાણી લક્ષ્મીબાઈ




ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ પણ ભારતીય સ્વતંત્રતાસંગ્રામની એક વિશિષ્ટ નાયિકા હતાં. એવું કહેવાય છે કે તેની યોજના બનાવવામાં પણ તેમનો હાથ હતો. અંગ્રેજ ઈતિહાસકારોએ તો તેમને જ આ ઘટના માટે જવાબદાર ગણાવ્યાં છે અને ભારતીય લેખકોના મતે તેમને સંયોગવશ આ સંગ્રામમાં ભાગ લેવો પડ્યો હતો. ગમે તે હોય, પરંતુ એકવાર તેઓ મેદાનમાં આવી ગયાં પછી કોઈએ કલ્પના પણ કરી ના હોય તેવું પરાક્રમ તેમણે કરી બતાવ્યું. અંગ્રેજ સેનાપતિ સર હ્યુરોજે ઝાંસી, કાલપી અને ગ્વાલિયરમાં વિદ્રોહીઓની મોટી સેનાને હરાવીને ફરીથી અંગ્રેજોની સત્તા સ્થાપી હતી. રાણી લક્ષ્મીબાઈએ ભયંકર યુદ્ધ દરમિયાન જ ગ્વાલિયરમાં બાબા ગંગાદાસની ઝૂંપડીમાં આત્મોત્સર્ગ કરીને શરીર છોડી દીધું હતું. શત્રુઓએ પણ મુક્તકંઠે તેમની પ્રશંસા કરી હતી. હ્યુરોજે આ બાબતમાં જે શબ્દો કહ્યા હતા તે આજે પણ ઈતિહાસમાં અમર છે. તેણે લખ્યું હતું, "ભારતીય વિદ્રોહીઓમાં જો કોઈ સાચો મર્દ હોય તો ઝાંસીની રાણી જ હતી."

સર હ્યુરોજના આ શબ્દો વાંચીને મુખમાંથી એકદમ નીકળી જાય છે કે "રહિમન સાંચે શૂરકી બૈરિહુ કરેં બખાન" લક્ષ્મીબાઈ ઝાંસી, કાલપી અને ગ્વાલિયર ત્રણેય મોરચે સર હ્યુરોજની સેના સાથે ખૂબ લડ્યાં હતાં અને તેમના નાકે દમ લાવી દીધો હતો. સાચું કહીએ તો બીજા બધા વિદ્રોહી સરદારો અંગ્રેજ સેના સામે ટકી શક્યા નહોતા, જ્યારે લક્ષ્મીબાઈએ તેમનો પૂરી હિંમતથી સામનો કર્યો હતો અને શત્રુની સેનાને જડબાતોડ જવાબ આપ્યો હતો. તેમની પાસે ખૂબ ઓછાં સાધનો હતાં, તો બીજી બાજુ અંગ્રેજો પાસે નવાં નવાં આધુનિક હથિયારો હતાં. એના લીધે અંતે વિજય તો અંગ્રેજોનો થયો, પરંતુ એકલાં રાણીએ જે રીતે સેંકડો સૈનિકોનો સામનો કરીને તેમને ધરાશાયી કરી દીધા તેનું ઉદાહરણ બીજું કોઈ નહિ મળે.

ઝાંસીના રાજાઓનો ઈતિહાસ આપણને બતાવે છે કે કઈ રીતે આપણી બેદરકારી, સંગઠનનો અભાવ તથા દેશદ્રોહીઓના કારણે દેશમાં ધીમે ધીમે અંગ્રેજો વધારે મજબૂત થતા ગયા અને તેમણે રાજાઓનાં રાજ્યો પોતાને હસ્તક લઈ લીધાં. શરૂઆતમાં તેઓ વેપારીના રૂપમાં અહીં આવ્યા હતા. સન ૧૭૫૩ સુધી એક દીનસેવકની જેમ દિલ્હીના બાદશાહોને નાનીમોટી છૂટછાટ માટે માથું ઝુકાવીને પ્રાર્થના કરતા હતા, પરંતુ સો વર્ષમાં તેઓ અહીંના મોટા મોટા રાજાઓ સાથે મનફાવે તેવું વર્તન કરવા લાગ્યા અને ગમે તે બહાને તેમનાં રાજ્યો પડાવી લેતા.

